

# આવો
# આ કરીએ



નવનીત



# આવો

# આ કરીએ.

આવો આવો પ્રેમથી આવો
હરિજન ભક્તો સંગે લાવો
પ્રભુ નામની ધૂન મચાવો
આવો આ કરીએ.

નવનીત

પ્રકાશક

નવનીતલાલ બ્રિજભુખણદાસ દલાલ

શ્રીકૃષ્ણભજનાશ્રમ

કોરોનેશન (શ્રીનીવાસ) બીલ્ડીંગ,

સી. પી. ટેન્ક મુંબઇ નં. ૪.



સંવત ૧૯૯૭. પહેલી આવૃત્તી

સને ૧૯૪૧. પ્રત ૧૦૦૦.

મુદ્રક

જાદવજી પીતાંબર ઠક્કર

ધી આનંદ પ્રીન્ટીંગ વર્કસ,

દેવકરણ મેનસન, પ્રીન્સેસ સ્ટ્રીટ,

મુંબઇ ૨.

# શ્રી ગોપાલકૃષ્ણ



આખું જગત માળા જપે, જે પુણ્યવંતા નામની
જેની પાછળ ઘેલી થઇ છે, ગોપી ગોકુળ ગામની

# અનુક્રમણિકા



## ભજનો

અર્પણ

પૂજ્ય



ચરણે

નવનીત

# પ્રસ્તાવના.

આવો, આવો, અમારી સંગે આવો (૨)
ગાવો, ગાવો, ગોવિંદ ગુણ ગાવો (૨)
આ અવસર છે રામ ભજનનો,
રામ ભજી લ્યો લ્હાવો (૨)
આવો, આવો,

હૃદય કમળમાં હેત કરીને,
પ્રાણ પ્રીતમ પધરાવો (૨)
આવો, આવો,

વિનંતી છે આ ભકતોની,
પ્રભુ અમથી દુર ન જાવો (૨)
આવો, આવો,

## ૮

અમે પ્રભુના, પ્રભુ અમારા,
નિશ્ચય કરી લ્યો આવો (૨)
આવો, આવો.

પ્રેમ રસના પૂરણ ભોગી,
લ્યો લાખેણો લ્હાવો (૨)
આવો, આવો.

સત્‌સંગ રૂપી તીર્થ મલ્યું છે
પ્રેમ કરી નીત ન્હાવો (૨)
આવો, આવો.

રામ નામનું નાવ બનાવી,
ભવસાગર તરી જાવો (૨)
આવો, આવો.

**નવનીત**

**વ્હાલા** આત્માઓ ! પુસ્તીકાના નામમાં રહેલી ગૂઢતાનું સ્પષ્ટીકરણ કરતું ઉપલું ભજન પ્રસ્તાવનાની ગરજ સારે છે.

અનેક પુણ્યના પરિપાક રૂપ આ માનવ દેહ ધરી આપણે જગતમાં આવ્યા છીએ. અનેક પુણ્યનું મહામુલ્ય આપી પ્રકૃતિના અખુટ ભંડારમાંથી આ માનવ દેહ ખરીદ્યો છે. શાને માટે ? કેવળ સ્વસ્વરૂપની પ્રાપ્તી માટે ચોરાશી લાખના ભવબંધનો તોડવા માટે.

આપણે સૌકોઇ અનિત્યમાંથી નીત્યમાં, અસત્યમાંથી સત્યમાં, અપૂર્ણમાંથી પૂર્ણમાં, અને અંતમાંથી અનંતમાં જવા માટે નીકળ્યા છીએ. પરમાનંદ સ્વરૂપ પ્રભુની પ્રાપ્તી એજ આપણા જીવનનું પરમ લક્ષ્ય છે, અને

એને માટેજ આ નર દેહ રત્ન ચિંતામણી મળ્યો છે માણુસના જીવનને દુઃખથી, કલેશથી, ત્રીવીધી તાપોથી, અજ્ઞાનથી, અને મોહથી મુકત કરી અધ્યાત્મીક ઉન્નતીના માર્ગે ચડાવી પ્રભુપ્રાપ્તી કરાવનાર સત્સંગ સમાન અન્ય કોઇ સાધન નથી.

દરેક સુજ્ઞ મનુષ્યે મોક્ષ પ્રાપ્તીનો ઉપાય સત્વર કરવો જોઇએ અને પરીબ્રહ્મ પરમાત્માનું સત્ય સ્વરૂપ ઓળખી પરમાનંદ પ્રાપ્ત કરી, મોક્ષ સુખનો આ જીવ-નમાંજ અનુભવ કરીને જીવન સફળ કરી જન્મ મરણના મહા દુઃખોમાંથી છૂટી, પરમપદની પ્રાપ્તી કરી લેવી જોઇએ, એમ દરેક શાસ્ત્રો, વેદ, ઉપનિષદ, શ્રૃતી, સ્મૃતી અને સંતો મહાત્માઓનું કહેવું છે.

આ કળિયુગ વિષે ભગવત્ નામસ્મરણ એજ કેવળ સાધન છે. માટે સતસંગદ્વારા પરમ કૃપાળુ

સત્ચીદાનંદ પરમાત્માની અખંડ ભકિત કરી, અંતઃકરણ શુદ્ધ કરી પરીબ્રહ્મ સ્વરૂપ ઓળખી માયાનું આવરણ દુર કરી, આ અજ્ઞાની જીવ કે જે અનંત દુઃખોને ત્રીવીધી તાપોથી ઘેરાયેલો છે, તેને અહંતા મમતારૂપી બેડીથી છુટો કરી, આત્મસ્વરૂપ પ્રાપ્ત કરાવી અચળ સુખને પરમશાંતિનો લાભ આપવો એ વાસ્તે આ નાની પુસ્તીકા પ્રગટ કરવામાં આવી છે. તેમાં જે શ્રી કૃષ્ણ ભજનાશ્રમનું નીત્ય કર્મ છે તે ભજનાશ્રમમાં કેવળ ઇશ્વર સ્મરણ ભગવત્ ધ્યાન તથા પ્રાર્થનાઓ તથા ઇશ્વર જશ અને ગુણાનુવાદ ગવાય છે જેનો મનુષ્યને એકજ વાર આવી હરિરસ અમૃતપાન કરવાથી પોતાના આત્માને કેવી અલૌકિક શાંતી, આનંદ તથા પરમ સુખનો અનુભવ થાય છે તે પધારવાથી સ્વાત્માનુભવ થશે, માટે સર્વે પ્રેમી બંધુઓને અને મુમુક્ષુઓને હમારી નમ્ર

વિનંતિ છે કે એકવાર આવી જ્યાં ભગવત્ નામામૃતનું પાન થઇ રહ્યું છે તે અમૃત રસ પીને પોતાના જીવનનું સાર્થક કરી જીવતાં જીવનમુકત બની મોક્ષ સુખનો અનુભવ કરો.

સંવંત ૧૯૯૭ }
વૈશાખ વદી }
તેરસ }

લી૦ નવનીત
ના
જયશ્રીકૃષ્ણ

જયગુરૂ

# સંતના સંભારણા



ભક્તરાજ શ્રી કબુભાઇ

# સંતના સંભારણા

૧

આજનું પ્રભાત પૂર્ણ પ્રેમથી ભરેલું
પ્રગટ્યું પરમ દિવ્ય તત્વરે અલબેલા સંતના સંભારણા

ભાવના ભરેલ આજ સાગર ઉભરાય છે (૨)
ભકતોના દીલડાં ભીંજાયરે,
અલબેલા સંતના સંભારણાં—આજ

મંગલમય દીન આજ મંગલમય રાતડી (૨)
મંગલમય વિશ્વ આ જણાયરે,
અલબેલા સંતના સંભારણા—આજ

ભકિતના મંત્ર ભણી કંઇકને ઉધ્ધારવા (૨)
પ્રગટયો પ્રતાપી પ્રભુ અંશરે,
અલબેલા સંતના સંભારણા—આજ

જીવન જગાવ્યું જેણે જગ હીતને કારણે (૨)
તરવાને તારવા અનંતરે,
અલબેલા સંતના સંભારણા—આજ

જ્ઞાનને વૈરાગ્યની બે દીવ્ય ધરી પાંખડી (૨)
ઉડીગયો જ્યાં અનંત ધામરે,
અલબેલા સંતના સંભારણા—આજ

ગુણ ગાઇ ગોવીંદના ગુણાતીત સંતના (૨)
કબુલાત કબુની હો સત્ય રે,
અલબેલા સંતના સંભારણા—આજ

૨

પ્રેમે પીતાના લઉં વારણારે લોલ (૨)
નામ લેતાં હૈડુ હરખાયરે–પ્રેમે પિતાના લઉં વારણારેલોલ
વશાખ કૃષ્ણ ત્રયોદશીરેલોલ (૨)
ઓગણીસો ચુવાલીસસંવંતરે–પ્રેમે પિતાનાલઉં વારણારેલોલ

દેહ ધર્યો તો વૈશ્ય આંગણેરેલોલ (૨)
દીપાવી માતા તણી કુખરે-પ્રેમે પિતાના લઉં વારણારેલોલ

ભજન કરાવ્યા બહુ પ્રેમથીરે લોલ (૨)
તાર્યા અનેક નરનારરે-પ્રેમે પિતાના લઉં વારણારેલોલ

ભકિત ભજનના રંગમારે લોલ (૨)
વીતી ગયાં કંઈક વરસ માસરે-પ્રેમે પિતાના લઉં વારણારેલોલ

ભજન તણાં ભુવનો બંધાવીયાંરેલોલ (૨)
કીધાં કીધાં કંઈકના કલ્યાણરે-પ્રેમે પિતાના લઉં વારણારેલોલ

આજ એની જયંતી ઉજવીએરેલોલ (૨)
લાવી લાવી હૈયામાં હેતરે-પ્રેમે પિતાના લઉં વારણારેલોલ

સંસાર તકનું દોહન કર્યુંરેલોલ (૨)
કાઢયું હરિનામ નવનીતરે-પ્રેમે પિતાના લઉં વારણારેલોલ

નવનીત

૩

આજનો દીવસ મારે અતિ રળીઆમણો (૨)
ઉગ્યો છે ભાગ્ય સૂર્ય આજરે—આજનો દીવસ રળીઆમણો

વારે વારે લઉં મારા સંતના ઓવારણા (૨)
પ્રાગટય દીન જેનો આજરે—આજનો દીવસ રળીઆમણો

જન્મ ધરી આવ્યો એ વૈશ્ય તણાં આંગણે (૨)
દીપાવી માતાની કુખરે—આજનો દીવસ રળીઆમણો

ઉડાવી છોળો એને ભકિત ભજનની (૨)
કીધાં અંતર તરબોળરે—આજનો દીવસ રળીઆમણો

ગરવી ગુજરાતને ગજાવી હરી નામથી (૨)
દીધાં એણે ભકિત તણાં દાનરે—આજનો દીવસ રળીઆમણો

ઉજવીએ જયંતી આ સંતની અતિ વહાલથી (૨)
ધુનો મચાવી હરી નામની-આજનો દીવસ રળીઆમણો

**નવનીત**



# આવો
# આ કરીએ.

વ્હાણું વાતાં વહેલાં ઉઠી, જગતપતિને ભજીએરે,
જગતપતિને ભજતી વેળા, બીજી વાતો તજીએરે.
વ્હાણું વાતાં વહેલાં ઉઠી, જગતપતિને ભજીએરે.

**શ્રીકૃષ્ણ ભજનાશ્રમનું નિત્ય કર્મ.**

પ્રાતઃકાળમાં સ્ટા. ટા. ૭ થી ૧૦

**શ્રી સદ્ગુરૂ દેવકીજય.**

વંદું હું પરમેશ, વ્યાપ્ત વિભુને, વંદું જગાધીશને;
વંદું સર્વ શરણ્ય સત્યપદને, વંદું સદા ઇશને.
વંદું દેવ દયાનિધી ચિદ્ઘના, વંદું હું વિશ્વેશને;
વંદું હું પરમાત્મપૂર્ણ પ્રભુને, વંદું પરિબ્રહ્મને.

## બોલો હરિ હરિ.

અભિવંદન બ્રહ્મપદે હું કરૂં (૨)
પ્રભુ શરણુ રહી, શુભ ધ્યાન ધરૂં—અભિવંદન.
પરમાત્મા પરમેશ તમારૂં (૨)
મંગળ નામ સદા હું સ્મરૂં—અભિવંદન.
હૃદય વિષે વિશ્વેશ તમારી (૨)
પ્રેમળ ભક્તિ હું પૂર્ણ ભરૂં—અભિવંદન.
દુસ્તર ભવસિંધુથી પ્રભુની (૨)
પરમકૃપાથી હું સત્ય તરૂં—અભિવંદન.
સૌ શાસ્ત્રનું ખુબ મંથન કરી કરી,
વિચારી જોયા વળી બહુ ફરી ફરી;

સાર નીકળ્યો ધ્યાન ઘણું ધરી ધરી,
ભજવા સદા નારાયણ હરી હરી.

કાશી ક્ષેત્ર વિષે સમેગ્રહણને, ગૌદાન કોટી કરે;
પૂજે યજ્ઞ કદિ સહસ્ત્ર દશાવા, મેરૂ સમુ સુવર્ણ દે,
સો સંક્રાન્તી કદી મહા મકરની, વાસો પ્રયાગે કરે.
પણ તે પુણ્ય ન થાય તુલ્ય કદીએ, ગોવીંદના નામને.

પલ એક વા અર્ધ પલજો કોઇ પ્રાણી,
ચિંત્વન કરે વિષ્ણુનું અતિ પ્રેમઆણી.
સહસ્ત્ર કરોડ યજ્ઞો નથી તે સમાન,
એથી અધીક છે ધરવું હરીનું ધ્યાન.

મારા તમે પરમાત્મા, હું છું તમારો આત્મા (૨)
પરમાત્મને શરણે જતાં કૃત્ય કૃત્ય થાએ આત્મા (૨)
અવિનાશીમે પ્રાણ લગાતો સહી (૨)
પ્યારે પ્રભુકા ધ્યાન લગા તો સહી (૨)
દુષ્ટ દેહસે સ્નેહ હઠાતો સહી (૨)

સંકલ્પકો તું ત્યાગ દે મનકો લગાલે ધ્યાનમે (૨)
આનંદ સ્વરૂપ હો જાયગા, એસી મજાહુય ધ્યાનમે (૨)
પરમ પદમે ચીત્ત લગાતો સહી (૨)
પ્યારે પ્રભુકા ધ્યાન લગાતો સહી (૨)
દુષ્ટ દેહસે સ્નેહ હઠા તો સહી (૨)

શુભ લગ્ન સાવધાન

સંકલ્પકુ તોડો મનકુ જોડો.

વ્હાલા હરિજનો, શાંત અને પ્રસન્ન ચીતે, શ્રી રાધાકૃષ્ણ પૂર્ણ પુરૂષોત્તમના ચરણ કમળનું અંતઃકરણને વિષે ધ્યાન ધરો.

શ્રી ગિરીરાજ ધરણ કી જય.

વિઠ્ઠલ વિશ્વાધાર પ્રભુ તું વિઠ્ઠલ વિશ્વાધાર;
આ જગનો સૃજનાર પ્રભુ તું વિઠ્ઠલ વિશ્વાધાર (ટેક)
બ્રહ્મ ઇંદ્રાદિક દેવતા, જેને નમે છે આજ;
તે પરમેશ્વર સર્વનાં, પૂરો મનના કાજ—પ્રભુ તું.

લક્ષ્મીજી પણ જેહનાં, ચરણ સેવે છે નીત;
તે પ્રભુજીનાં પદ વિષે, ચોડી રાખજો ચિત્ત—પ્રભુ તું.
ગૌતમઅત્રિ વશિષ્ટથી, જેનાં પદ સેવાય;
એવા દેવ ભજ્યા થકી, પાપ આપણાં જાય—પ્રભુ તું.
ધ્રુવ પ્રહ્લાદિક ભક્તથી ભજન જેહનું થાય;
પુરૂષોત્તમ સેવ્યા થકી, કોટી યજ્ઞ ફળ થાય—પ્રભુ તું.

શ્રી ગિરીરાજ ધરણકી જય.

પૂર્ણ કળાથી શ્રી કૃષ્ણ બિરાજો, હૃદય કમળની માંય (૨)
આત્મ જયોતિના દીવા બળે જ્યાં,
પ્રેમ જયોતિના દીવા બળે જ્યાં,
તારી કળા દર્શાય..
એક કળા જ્યાં આપની જેમાં કોટી સુરજ સમાય;
પૂર્ણ કળાનું ધ્યાન ધરે તો, (૨) જીવ શિવ થઇ જાય;

નમઃ પાર્વતિપતયે હર હર મહાદેવ.

અંતર વિષે દ્રષ્ટી કરી, જોજો જરા શાંતિ ધરી;
વૃત્તિ બધી સંકેલીને, ઉતારજો ઉંડે જરી.
ત્યાં દિવ્ય લહેરી આવશે, આનંદની સુવાસથી,
ત્યાં પ્રેમપૂર્ણ પ્રકાશસે, બ્રહ્માનંદની જ્યોતિ થકી.

શુભ લગ્ન સાવધાન.

સંકલ્પકુ તોડો મનકુ જોડો

વ્હાલા હરિજનો, શાન્ત અને પ્રસન્ન ચી-તે શ્રી રાધાકૃષ્ણપૂર્ણ પુરૂષોત્તમના ચરણ કમળનું અંતઃકરણને વિષે ધ્યાન ધરો.

શ્રી ગિરીરાજ ધરણકી જય.

દરશન દેના પ્રાણ પીયારારે (૨)
નંદલાલા મોરે નયનોકે તારારે—દરશન.
દીનાનાથ દયાલ સકલગુણ (૨)
નંદકીશોર સુંદીર મુખવારે—દરશન.

મનમોહન મન રૂકત ન રોકયો (૨)
દરશનકી ચીત્ત ચાહ હમારે—દરશન
રસીક ખુશાલ મિલનકી આશા (૨)
નીશદીન સુમરન ધ્યાન હમારે—દરશન.

શ્રી ગિરીરાજ ધરણકી જય.

શ્રી કૃષ્ણ શ્રી કૃષ્ણ શ્રી કૃષ્ણ સમરતાં,
ઉઠો પ્રભાતે પ્રાણીરે (૨)
શ્રી કૃષ્ણ વિના અન્ય વચન વદે જે,
એની મિથ્યા વાણીરે—શ્રી કૃષ્ણ.
શ્રી કૃષ્ણ માત ને કૃષ્ણ તાત,
શ્રી કૃષ્ણ સહોદર ભાઇ રે (૨)
અંતે જવાનું એકલડું,
કરો કૃષ્ણની સાથે સગાઈરે—શ્રી કૃષ્ણ.
શ્રી કૃષ્ણ શ્રી કૃષ્ણ શ્રી કૃષ્ણ જપે તે,
શ્રી કૃષ્ણ સરીખારે થાશે (૨)

ભણે નરસૈયો કૃષ્ણને ભજતાં,
સ્હેજે વકુંઠ જાશેરે—શ્રી કૃષ્ણ.

કૃષ્ણેતિ મંગલં નામ, યસ્ય વાચિ પ્રવર્તતે,
ભસ્મી ભવંતિ તસ્યાશુ, મહાપાતક કોટયઃ

કૃષ્ણ કૃષ્ણેતિ કૃષ્ણેતિ કૃષ્ણ નામ સદા જપે,
આનંદો પરમાનંદો, વૈકુંઠં તસ્ય નિશ્ચિતમ.

કૃષ્ણનું નામ જેને લીધું,
જગતમાં કૃષ્ણનું નામ જેણે લીધું,

આ રે જગતમાં તે જન જીત્યા (૨)
સાર્થક પોતા કેરૂં કીધું—જગતમાં

હાલતાં ને ચાલતાં સમરણ કીધું (૨)
દાન એને ઘણું દીધું—જગતમાં.

નંદના કુંવરને નજરે ન જાણ્યા (૨)
વિષ હળાહળ પીધું—જગતમાં.

સૂરદાસ કહે પ્રભુ વાત છે વિવેકની (૨)
સકળ સાર્થક તેને કીધું—જગતમાં.

શ્રી કૃષ્ણશરણંમમ–શ્રી કૃષ્ણશરણંમમ–શ્રીકૃષ્ણશરણંમમ.

રામ રામ રામ રામ રામ રામ

શ્રી ગિરીરાજ ધરણકી જય.

આવો ભકતો ભવતારણ ભગવંતને ભજવા ભાવે;
આજ દિન છે નિર્મળ થાવાનો, ધન રામનામનું કમાવાનો
પ્રભુ સ્મરણે પાપ સમાવાનો—આવો.

આવો સતસંગ સરિતામાં નાહીએ,
હરિજશ રસ મનડાંને પાઇએ,
ગુણ ગોવિંદના પ્રીતે ગાઇએ—આવો.

આજ રામ ભજને રંગે રમીએ,
દિલડાના દોષ બધા દમીએ;
નેહે નારાયણને નમીએ.—આવો.

આવો સૌ સ્નેહેથી આવોને,
હરિભકતો સંગે લાવોને,
પ્રભુ નામની ધુન મચાવોને—આવો.

આજ પ્રેમ પુરણુ પ્રગટાવોને,
લગની મોહનથી લગાવોને
જય જયનો નાદ ગજાવોને—આવો.

આવો અંતરે અજવાળાં કરીએ,
શુભ ધ્યાન હરિવરનું ધરીએ;
જાદવના વાલમને વરીએ—આવો.

## ધુન.

ટુંકુ ટચુકડું નામ રામ રામ રામ બોલો.
રામ રામ બોલો સીચારામ રામ બોલો
અંતરમાં આપશે આરામ રામ રામ રામ બોલો
હૈયામાં રહી જાશે હામ રામ રામ રામ બોલો
સાચું છે ઠરવાનું ઠામ રામ રામ રામ બોલો

રામ રામ બોલો સીયારામ રામ બોલો
ટુંકું ટચુકડું નામ રામ રામ રામ બોલો.
હરિનારાયણ ગુરૂનારાયણ હરિનારાયણ ગુરૂ નારાયણ.
રામ રામ રામ રામ રામ રામ

**અહો** વ્હાલા આત્માઓ! આવો આજે આપણે તે રસનું પાન કરીએ, કે જે રસનું પાન કરવા માટે સનકાદીક સદાય બાળક રહ્યા છે. નારદ વિણા લઈ એ રસનું પાન કરતા ત્રૈલોકયમાં એક કામ કરતા ફરે છે.

ધુન

જય જય નારાયણ નારાયણ જય જય નારાયણ નારાયણ
શ્રી નારાયણ જય નારાયણ જય જય નારાયણ નારાયણ
શ્રી નરનારાયણનું નામ અમને પ્રાણ પ્યારૂં છે.
લક્ષ્મી નારાયણનું નામ અમને પ્રાણ પ્યારૂં છે.
પ્રાણ પ્યારૂં છે હમારૂં તારણ હારૂં છે. શ્રી નરનારાયણનું નામ અમને પ્રાણ પ્યારૂં છે.

તો પ્યારા આ રસમાં નીરંતર નીમગ્ન રહેનાર દેવર્ષી નારદ ત્રૈલોક્યમાં ફર્યા કરે છે. સર્વે માયીક પદાર્થોનો ત્યાગ કરી સદાશીવ મહાદેવ નીરંતર સ્મશાનવાસી થઈ એ રસમાં તરબોળ રહે છે, અને ઉમાને પાર્વતીને હિમાચલ પુત્રીને પણ નીજ અનુભવ કહે છે કે

ઉમા કહું મેં અનુભવ અપના
સત્ય હરિનામ જગત સબસપના

અને—

રામ નામ તજી ઓર નહિ, સુખહિત જગત ઉપાય
સત્ય સત્ય પુનિ સત્યમમ વચનગ્રહહું સદભાગ્ય
સીયાવર રામચંદ્રકી જય, પવનસુત હનુમાનકી જય. ઉમાપતિ મહાદેવકી જય, રાધાવર કૃષ્ણ ચંદ્રકીજય, બોલો ભાઈ સબસંતનકી જય.

એટલુંજ નહિ પણ જે રસમાં તરબોળ રહેવા રાજાઓના શીરોમણી જેવા કે અંગ, પૃથુ, ભરત,

યયાતિ તથા ગય તથા ગોપીચંદ અને ભરથરી પોતાનું રાજ્ય છોડી વનમાં ગયા હતા—તો વ્હાલાઓ આવો, આજે તે રસમાં રસબસ થઈએ, તે રસમાં ભીંજાઈએ કે જે રસનો સ્વાદ મેવાડની મીરાંએ માણ્યો, જુનાગઢના નાગર નરસૈયાએ જાણ્યો, અને જે રસનું પાન ભક્ત માળના અનેક ભક્તો કરી ગયા. પ્યારા જરા વિચાર તો કરો કે ઈંદ્રીયોથી ભોગવાતા વિષયના નાશવંત રસ ઉદર ભરી ભરીને દરેક યોનીઓમાં ભોગવતાજ આવ્યા છીએ અને એ વિનાશી તુચ્છ અને પરિણામે દુઃખદાયી એવા વિષયના રસોનું પાન કરવા આ નરદેહ આ રત્નચીંતામણી નથી. દરેક યોનીમાં જે નથી બન્યુ એવું આ નરદેહમાં કરી બતાવવાનું છે માટેજ પ્યારા પુસ્તીકાના નામને આ રીતે શણગારવામાં આવ્યું છે કે—**આવો આ કરીએ.** તો પ્યારા જરા આળસ પ્રમાદ અને મોહનો ત્યાગ કરી જરા વધુ પ્રેમથી પ્રભુની ધુન મચાવીએ

બોલે બધા પ્રેમથી બોલે, આનંદમાં ડોલે
બોલે ને ડોલે હ્રદયદ્વાર ખોલે,
નાથ ઝુલે ત્યાં હિંડોલે આનંદમાં ડોલે.

ધુન

ગોવિંદા ગિરધારી ગિરધારી પ્યારો બંસરીવાળો,
બંસરીવાળો પ્યારો કનૈયો (૨)
નંદ યશોદાનો લાલો કનૈયો (૨)
ગોવિંદાગિરધારી ગિરધારી પ્યારો બંસરીવાળો,
યમુનાને નીર તીર ધેનુ ચરાવે (૨)
બંસી બજાવનહારો, ગીરધારી પ્યારો બંસરીવાળો

**પ્યારા** ભગવાન સ્વમુખથી પોતાના પ્રીય ભકત ઉદ્ધવજીને કહે છે કે હે ઉદ્ધવજી સર્વ સંગોને ટાળનારો સતસંગ જે પ્રમાણે મને વશ કરે છે; તે પ્રમાણે યોગ તત્વ વિચાર, ધર્મ; વેદાધ્યન, તથા સંન્યાસ, યજ્ઞ, વાવ, કુવા વિગેરે નવાણો ખોદાવવાં, દક્ષિણા, વ્રત, દેવપૂજા,

મંત્રો, તીર્થો, નિયમો અને યમો પણ મને વશ કરી શકતાં નથી, સંતો, ભકતો, મહાત્માઓ અને સત્ત પુરૂષોના સમાગમથી મારી તુરત પ્રાપ્તી થાય છે. અપાર હેતવાળા ભગવાન આગળ વધીને કહે છે કે યોગથી, તત્વ વિચારથી, દાનથી, વ્રતથી, તપથી, યજ્ઞથી, વ્યાખ્યાનથી વેદાધ્યયનથી તથા સંન્યાસ લેવાથી પણ મનુષ્ય પ્રયત્ન કરતાં છતાં, પણ જેમને પ્રાપ્ત થતો નથી, તેમને ગોપીઓ, ગાયો, વૃક્ષો, મૃગો, નાગો, તથા બીજા પણ મૂઢ બુદ્ધીવાળા જીવો સત-સંગથી ઉત્પન્ન થયેલી એક ભકિતવડે પરિશ્રમ વગર પ્રાપ્ત થયેલ છે, તો પ્યારા આ છે સતસંગની મહત્તા—હે પૂર્ણ પુરૂષોત્તમ પ્રભુ પુરૂષનો જ્યારે સંસારમાંથી છુટકો થવાનો હોય છે, ત્યારેજ સત પુરૂષોની સેવાથી તમારી ભકિત કરવાની મતિ થાય છે અને એજ છે પુરૂષનો મુખ્ય પુરૂષાર્થ પુરૂષોત્તમના પદની પ્રાપ્તી કરવી એમાંજ જીંદગીની સાર્થકતા છે

કાયાના કલ્યાણ છે અને મનુષ્ય દેહની કર્તવ્યતા એમાંજ સમાયલી છે. માનુષી જીવનની એજ ફરજ છે અને જીવનનું ધ્યેય પણ એજ છે.

The Paramount aim and duty of life is to recite the name of Shree Krishna Constantly.

ભરત ખંડની પુણ્ય ભૂમિમાં મનુષ્યનો દેહ જો કે ક્ષણ ભંગુર છે, નાશવંત છે, વિનાશી છે પાણીના પરપોટા જેવો કે વિજળીના ઝબકારા જેવો છે તેટલામાં પણ જો મનુષ્ય ચહાય તો પોતાના આત્મ કલ્યાણના દ્વાર ઉઘાડી શકે તેમ છે માટે પ્યારા આવો જે રસની વાતો પ્રીતમ કરે છે તે રસ અનુભવીએ.—

કોઇ રામ રસ પીયોરે, મનુષ્યા જન્મ રૂડો જાય છે
કોઇ રામ રસ પીયોરે, ઘટમાં બેઠો તે કાળ ખાય છે
કોઈ રામરસ પીયોરે, ભક્તિ કરતા તે નવ લાજીએ;
કોઈ રામરસ પીયોરે, ગોવિંદ ગુણ ગાઈ ગાજીએ.

કોઇ રામરસ પીયોરે, આવી, આવીને નવા રંગમાં,
કોઇ રામરસ પીયોરે, ભાગ્યશાળી ભકતોના સંગમાં.

કોઈ રામરસ પીયોરે, લેતાં તે વાર ન લગાડીએ;
કોઈ રામરસ પીયોરે, જાગી બીજાને જગાડીયે.

કોઇ રામરસ પીયોરે, કાળ અચાનક આવશે,
કોઇ રામરસ પીયોરે, જમના તે માર મૂકાવશે.

કોઇ રામરસ પીયોરે, વિપત્તી વેળા તે બચાવશે,
કોઇ રામરસ પીયોરે, ભવસાગરથી પાર ઉતારશે.

કોઈ રામરસ પીયોરે, પ્રીતમ પ્રભુને સંભારીએ;
કોઇ રામરસ પીયોરે, જીતેલી બાજી નવ હારીએ.

હરે રામ હરે રામ રામ રામ હરે હરે
હરે કૃષ્ણ હરે કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ હરે હરે

તમારી સ્તુતિ વેદ શાસ્ત્રે વખાણી,
વિરામી મુનીઓ તણી વૃત્તિ વાણી.

જગાધીશ તારા ગુણો છે અમાપ,
અમે દંડવત વંદીએ વિશ્વનાથ,
તમારા ગુણો શેષ મહેશ ગાવે,
તમારા પુરા પાડનો પાર નાવે.
તમે છો ત્રીલોકીતણા તાત જેવા,
દયાળુ તમોને નમું દેવદેવા.
ભજ શેષને શારદા ચંદ્ર ઈંદ્ર,
ભજે આપને નીત્ય મોટા મુનીંદ્ર
સદાશીવ જેવા સજે નીત્ય સેવા
દયાળુ તમોને નમું દેવદેવા.

શ્રી ગિરીરાજ ધરણકી જય.

આનંદ, આનંદ આજ અપાર
વર્તી રહ્યો છે જયજય કાર.
ઉરે હતો જ્યાં રજ તમ મેલ,
સત્વની થઇ છે રેલમછેલ.

જીવન સુધરે જે થકી, સરે આપણાં કામ,
હરિજન મારા બોલજો, પ્રેમથી રાધેશ્યામ.

ત્રીકમ તારા તેજની જુગમાં ના મળે જોડ,
પૂરણ પ્રેમે બોલજો, જય જય શ્રીરણછોડ.

ભકિત ભજનનાં સુખડાં, અમને નીશદીન દે;
હરિજન મારા બોલજો, સદગુરૂ દેવની જય.

સીયાવર રામચંદ્રકી જય, પવનસુત હનુમાનકી જય.
ઉમાપતિ મહાદેવકી જય, રાધાવર કૃષ્ણચંદ્રકીજય,
બોલો ભાઈ સબ સંતન કી જય.

અંતર વીષે દ્રષ્ટી કરી જો જો જરા શાંતી ધરી,
વૃત્તિ બધી સંકેલીને ઉતારજો ઉંડે જરી.
ત્યાં દિવ્ય લ્હેરી આવશે આનંદની સુવાસથી,
ત્યાં પ્રેમ પૂર્ણ પ્રકાશસે બ્રહ્માનંદની જ્યોતી થકી.

શુભ લગ્ન સાવધાન.
સંકલ્પકુ તોડો મનકુ જોડો

વ્હાલા હરિજનો, શાન્ત અને પ્રસન્ન ચી-તે શ્રી રાધાકૃષ્ણપૂર્ણપુરૂષોત્તમના ચરણકમળનું અંતઃકરણને વિષે ધ્યાન ધરો.

શ્રી ગિરીરાજ ધરણકી જય.

ॐ શ્રીમન મહાગણાધિપતયે નમઃ ॐ શ્રીમન મહાગણાધિપતયે નમઃ ॐ શ્રીમન મહાગણાધિ પતયે નમઃ
શ્રી ગણપતિ મહારાજકી જય

શુભ લગ્ન સાવધાન
સંકલ્પકુ તોડો મનકુ જોડો.

ॐ આનંદાય નમઃ ॐ જીવાનંદાય નમઃ ॐ વષ્ણવાનંદાય નમઃ ॐ સુરાનંદાય નમઃ ॐ મુક્તાનંદાય નમઃ ॐ અક્ષરાનંદાય નમઃ ॐ અખંડાનંદાય નમઃ ॐ નિત્યાનંદાય નમઃ ॐ અતુલાનંદાય નમઃ ॐ અદ્વૈતાનંદાય નમઃ ॐ પૂર્ણાનંદાય નમઃ ॐ પરમાનંદાય નમઃ ॐ સચ્ચીદા

નંદાય નમઃ ૐ મહાદેવાય નમઃ ૐ નમઃ શિવાય
ૐ નમઃ શિવાયઃ નમઃ પાર્વતીપતયે હરહર મહાદેવ.

હરિ ૐ પૂર્ણમદઃ પૂર્ણમિદં પૂર્ણાત્પૂર્ણ મુદચ્યતે ।
પૂર્ણસ્ય પૂર્ણમાદાય પૂર્ણમેવા વશિષ્યતે ॥
હરિ ૐ શાન્તિ શાન્તિ શાન્તિ.

શ્રી ગિરીરાજ ધરણકી જય.

નમસ્તે નમસ્તે નમસ્તે પ્રભુજી,
નમસ્તે નમસ્તે અખંડા વિભૂજી,
નમસ્તે નમસ્તે સદાકષ્ટહારી,
નમસ્તે નમસ્તે પ્રભુ નિર્વિકારી.
નમસ્તે નમસ્તે પ્રભુ દીનબંધુ,
નમસ્તે નમસ્તે મહા જ્ઞાનસિંધુ.
નમસ્તે નમસ્તે પ્રભુ દીન દાતા,
નમસ્તે નમસ્તે ચિદાનંદ ધાતા.

નમસ્તે નમસ્તે વિભુવિશ્વકર્તા,
નમસ્તે નમસ્તે સદા સૃષ્ટિભર્તા.

નમસ્તે નમસ્તે વિભુ વિશ્વપાળા,
નમસ્તે નમસ્તે દયાળા કૃપાળા.

નમસ્તે નમસ્તે કૃપાનાથ ત્રાતા,
નમસ્તે નમસ્તે વિભુ હે અજાતા.

નમસ્તે નમસ્તે વિભુ વિશ્વભૂપા,
નમસ્તે નમસ્તે સદા શાંત રૂપા.

શ્રી ગિરીરાજ ધરણ કી જય.

સૌનું કરો કલ્યાણ દયાળુ પ્રભુ સૌનું કરો કલ્યાણ,
જાદવ દાસના દાસ પોકારે પ્રેમે કરીને પ્રણામ.
દયાળુ પ્રભુ સૌનું કરો કલ્યાણ.

શ્રી ગિરીરાજ ધરણકી જય.

પૃથ્વી શાન્તિ રન્તરિક્ષમ શાન્તિ ર્ધાં: શાન્તિ રાહુપઃ શાન્તિ ઔષધય શાન્તિ વનસ્પતય શાન્તિ વિશ્વેમે દેવાઃ શાન્તિ સર્વેમે દેવાઃ શાન્તિ શાન્તિ શાન્તિ શાન્તિભીઃ તાભી શાન્તિભીઃ સર્વશાન્તિભીઃ સમયા મોહમ્ યદિયઘોરં યદ્યિકુરં યદિયપાપંતચ્છાન્તમ તચ્છિવમ્ સર્વમેવ સમા સુનઃ

નમઃ પાર્વતિપતયે હર હર મહાદેવ.

હરિચરણનમેં જોડા ચિત્ત, આકર શરણમે ઉસકી,
લખો દીદાર દિલમેંહી, હરિ શરણં હરિ શરણમ્
ક્યિા ઉપદેશ અર્જુનકો, યહી હય સાર ગીતાકો;
તજો સબ ધર્મ એકોગ્રોહ, હરિ શરણં હરિ શરણમ્
અનંત ઉપદેશ સુનકરભી, જો ધારે દિલકે અંદર તું
કહે હરદમ હરી શરણં હરી શરણં હરી શરણમ્

બોલો હરિ હરિ.

અહો રામ રાયા દયાહી કરાવી,
દીનાચેમની પદ પ્રીતી જડાવી.

સદા સંગતી સજજનાચી ઘડાવી,
પ્રભો વાસના હેચી હે પુરવાવી.

સદા સર્વદાયોગ તુઝા ઘડાવા,
તુઝે કારણી દેહ માઝા પડાવા.

ઉપેક્ષુ નકો ગુણવંતા અનંતા,
રઘુ નાયકા માગણે હેચી આતાં.

જયદેવ જયદેવ, જયજય જગકર્તા
પ્રભુ જય જય જગકર્તા.

ભગવંત તું ભવભર્તા (૨)
હરકત સંહર્તા—ૐ હરહરહર મહાદેવ

પૂરણ પરમ પરાક્રમી,
પ્રભુ વિભુ પરમાત્મા—પ્રભુ વિભુ

સકળ કળાધર શ્રીમત્ (૨)
ધીમત ધરમાત્મા—ૐ હરહરહર મહાદેવ.

તું સચરાચર સ્વામી,
બળવંત બહુ નામી—પ્રભુ બળવંત
વિમળ મંડળ વિશ્રામી (૨)
ધન્ય અચળ ધામી—ૐ હરહરહર મહાદેવ.

તત્વ સકળ ગુણ તારા,
સર્વ થકી સારા—પ્રભુ સર્વ
અંતર્યામી હમારા (૨)
પ્રાણ થકી પ્યારા—ૐ હરહરહર મહાદેવ.

કરૂણા કર ઉપકારી,
ધર્મ બિરદ ધારી—પ્રભુ ધર્મ
તેં ભવપાર ઉતારી (૨)
અગણિત નરનારી—ૐ હરહરહર મહાદેવ.

તુજ મહિમા બહુ મોટો,
શુભ તારી શક્તિ—પ્રભુ શુભ
સુરનર મુનિવર માગે (૨)
ભલી તારી ભક્તિ—ૐ હરહરહર મહાદેવ.

હે હરિ! હરકત હરજો,
કરૂણા ઘણી કરજો—પ્રભુ કરૂણા,
અભય કરણ આદરજો (૨)
ઉર અરજી ધરજો—ૐ હરહરહર મહાદેવ.

નમઃ પાર્વતિપતયે હરહર મહાદેવ.

શ્રી હરિ ૐ પુંડરિક, વરદે હરિ વિઠ્ઠલ (૨)
પંઢરપુર નિવાસી રૂક્ષ્મણી વર (૨)
બાળક કરધર નટવર—શ્રી હરિ

સૃજે સૃજે બની માત, પોષે પોષે બની તાત (૨)
ભક્તોના ઉદ્ધાર માટે તારો અવતાર—શ્રી હરી.

ફળો ઇચ્છા તમારી તે અમારાથી પ્રયત્નો બને (૨)
ધર્યું ન્હાનું તમારૂં તો નીભાવો નાથ બાળકને—શ્રી હરિ

## પુંડરિક વરદે હરિવિઠ્ઠલ

## શ્રીજ્ઞાનદેવ તુકારામ મહારાજકી જય.

આવ્યો તો એ આવ્યો તો ને વસ્તુ અલૌકીક લાવ્યો તો
અસત્યમાં એક સત્ય બતાવી લીલા અનુપમ કરી ગયો
માનવ દેહ ધરી આવ્યો તો, પ્રેમ ભકિત સમજાવી ગયો.
આત્મ અનાત્મનું ભાન કરાવી લીલા અનુપમ કરી ગયો,
મહા પ્રભુના દિવ્ય સિધ્ધાંતો રગ રગમાં દેખાડી ગયો.
સદા કૃષ્ણને શરણે રહીને, લીલા અનુપમ કરી ગયો.
દયા દીનતા ધર્મ દીપાવી, જપ યજ્ઞો આરંભી ગયો,
યાવત્ચંદ્ર દિવાકરૌ રહો, આશીર્વાદ એ દેતો ગયો.
દેવકોટીનો વિરલ હતો એ, લીલા મનુષ્યની કરી ગયો.
જે રસ તો દેવતાને દુર્લભ સુલભ હમોને કરી ગયો.

લોક કહે કબુતર, કબુતર, પણ કબુ કહે હું તરી ગયો,
ભકિતરૂપી ચણ ચણી ચણાવી, કબુ હમારો ઉડી ગયો.

જેની કૃપા કટાક્ષથી, મુંગો બોલે વાણ;
તે ગુરૂ પરમાનંદને, પ્રથમ કરૂં પ્રણામ.
કોપ પ્રભુનો કારમો, ગુરૂથી થાએ શાંત.
ગુરૂ ગોવિંદ ગણી ભજો, વદે શાસ્ત્ર વેદાંત.
ગુરૂ પદ પંકજ પુજતાં ચૌદ લોક પૂજાય,
શિવ વિરંચી શારદા, સદ્ગુરૂના જશ ગાય.
સમરૂં માતા સરસ્વતિ, વાણી અવિચળ આપ,
ગુણ ગાવું ગોવિંદના ટળે ભવો ભવના તાપ

સીયાવર રામચંદ્રકી જય. પવનસુત હનુમાનકી જય.
ઉમાપતિ મહાદેવકી જય. રાધાવર કૃષ્ણચંદ્રકી જય.
બોલો ભાઈ સબ સંતનકી જય. શ્રી રણછોડરાયકી જય.
શ્રી દ્વારિકાધીશકી જય. શ્રી નરનારાયણ દેવકી જય.

શ્રી લક્ષ્મીનારાયણુ દેવકી જય. શ્રી સરસ્વતિ માતકી જય. શ્રી જાદવાધીશકી જય. શ્રી સદ્‌ગુરૂ દેવકી જય. નમઃ પાર્વતી પતયે હરહર મહાદેવ. પુંડરિક વરદે હરિ વિઠ્ઠલ શ્રી જ્ઞાન દેવ તુકારામ મહારાજકી જય.

વિઠ્ઠલ બોલા બોલા હો આનંદાને આનંદાને વૈકુંઠ ધ્વજા લાવીલ્યા તુકારામાને વિઠ્ઠલ બોલા બોલા હો આનંદાને આનંદાને વૈકુંઠ ધ્વજા લાવીલ્યા તુકારામાને વિઠ્ઠલ બોલા બોલા હો આનંદાને આનંદાને વૈકુંઠ ધ્વજા લાવીલ્યા તુકારામાને, પુંડરિક વરદે હરિ વિઠ્ઠલ શ્રી જ્ઞાનદેવ તુકારામ મહારાજકી જય.

જયગુરૂ જયગુરૂ જયગુરૂ જય
જયગુરૂ સદ્‌ગુરૂ જય જય જય
જયગુરૂ જયગુરૂ જયગુરૂ જય
જયગુરૂ સદ્‌ગુરૂ જય જય જય
બોલ શ્રીસદ્‌ગુરૂ દેવકી જય

ૐ પૂર્ણાનંદા પરમાનંદા જય સચ્ચિદાનંદા.

અચ્યુતં કેશવં રામનારાયણમ્
કૃષ્ણ દામોદરં વાસુદેવં હરિમ્
શ્રીધરં માધવં ગોપીકા વલ્લભમ્
શ્રીજાનકી નાયકં રામચંદ્ર દેવકી જય.
સીતાકાન્ત સ્મરણમ્ જય જય રામ





# શ્રીકૃષ્ણ ભજનાશ્રમનું નિત્ય કર્મ.

## રાત્રિના સમયે સ્ટા. ટા. ૮ાા થી ૧૦

### શ્રી સદ્ગુરૂ દેવકીજય.

વંદું હું પરમેશ, વ્યાપ્ત વિભુને, વંદું જગાધીશને;
વંદું સર્વ શરણ્ય સત્યપદને, વંદું સદા ઇશને.

વંદું દેવ દયાનિધી ચિદ્ઘના, વંદું હું વિશ્વેશને;
વંદું હું પરમાત્મપૂર્ણ પ્રભુને, વંદું પરિબ્રહ્મને.

માનો મળી છે મોટી વાત હાથે આવી તેમાં ડારજોરે,
કરી જતન દિવસ રાત, સુતા બેઠા સંભાળજોરે.

સાચો મળ્યો છે સતસંગ, અંગે અચળ કરી રાખજોરે.
રખે ચઢે બીજાનો રંગ, એવું ડહાપણ દૂર નાખજોરે,
લઇ બેઠા છો મોટો લાભ, ભેટી પૂરણ બ્રહ્મનેરે,
નહીતો દુઃખના ઉગત દાભ, માની લેજો આ મર્મનેરે.

આજ પામ્યા છો આનંદ, વામ્યા દારૂણ દુઃખનેરે,
એમ કહે નિષ્કુલાનંદ, રખે મુકતા એવા સુખનેરે.

બોલો હરિ હરિ

શુભલગ્ન સાવધાન

સંકલ્પકું તોડો મનકું જોડો

શ્રી કૃષ્ણશરણંમમ–શ્રી કૃષ્ણશરણંમમ–શ્રી કૃષ્ણશરણંમમ.

રામ રામ રામ રામ રામ રામ

શ્રી ગિરીરાજ ધરણકી જય

મનતે સકળ વાસના ત્યાગી કેવળ રામચરણ લ્હે લાગી
રાગ દ્વેષકી અગ્ની બુજાની, કામ ક્રોધ વાસના નસાની.

તુલસી જબહી શાંતિ ઘર આઇ, તબ ઉર બસત શ્રીરઘુરાઈ;
હરિનારાયણ ગુરૂનારાયણ હરિનારાયણ ગુરૂનારાયણ
રામ રામ રામ રામ રામ રામ

શ્રી ગિરીરાજ ધરણકી જય

## ધુન

જય નટવર ગિરીવરધારી, છો સેવકના સુખકારી–જય
જેને ગોકુળ ગામની ગાયો ચારી જય નટવર ગિરીવરધારી
જેના મુખ પર મોરલી શુભકારી જયનટવર ગિરીવરધારી
જેના નામ તણો મહિમાભારી જય નટવર ગિરીવરધારી
જેને શિવરી મીરાં કુબજા તારી જય નટવર ગિરીવરધારી
જય રણછોડરાયની બલીહારી જય નટવર ગિરીવરધારી

શ્રી ગિરીરાજ ધરણકી જય

પીઓ હરિ રસ નીશદીન પીઓ (૨)
ભક્તો હરિ રસ નીશદીન પીઓ—પીઓ

પીઓ ઉમંગે બ્રહ્મા વિષ્ણુ(૨)પીએ શંકર ભોળો ભાઈ–પીઓ
ઈંદ્ર સભામાં સોમ તણી તો(૨)હરદમ ઉડે છોળો ભાઈ–પીઓ

હું તું ના સૌ ભેદ ભૂલાવે(૨)એવો દૈવી દીવો ભાઈ–પીઓ
એકજ અહિં તો ઘુંટડા ભરી ભરી(૨) મસ્તબની સૌ પીઓ
ભાઈ–પીઓ

**અહો** પ્યારાઓ આવો ફરી વધુ એકવાર એ હરિ રસ મહીમાની વાતો કરીએ કે જે રસ બ્રહ્મા ભોગવી રહ્યા છે વિષ્ણુ વખાણી રહ્યા છે. તેત્રીસ કરોડ દેવતાના વંદનીય પૂજનીય મહાદેવ જે રસ માણી રહ્યા છે તે રસનું પાન કરવા વ્હાલા આ નર દેહ મળ્યો છે. કે જે રસ સ્વર્ગમાં નથી વૈકુંઠમાં નથી અક્ષર ધામમાં નથી તે રસ સંતોની સભામાં અને ભકતોની મંડળીમાં રેલાઇ રહ્યો છે પ્યારા અહો ભાગ્ય છે કે મારા નાથે કંઇ કૃપા કર્યો અનુગ્રહ કરી દીધો! હે નાથ જેમ એક ગરીબ બ્રાહ્મણના છોકરા ઉપર હાથણી ગાંડી થઇ કળશ ઢોળીદે

અને તે જેમ ગામનો રાજા થઇ પડે અને જંગલમાં છાણા વીણતી વાઘરણને રાજા જેમ રાણી કરીદે તેમ હે નાથ મારા કયા જન્મના પુણ્ય ઉદય થયાં ઓ પ્રભુ મારી સ્થિતિ સામે અને તારી કૃપા સામે જોતાં મારા હ્રુદયમાં જે જે ઉભરાઓ ભરાઈ આવે છે તે હું શી રીતે વર્ણવી શકું? તો એ ભાગ્યશાળી પણાની મજા લૂંટવા સારૂ હરિરસ પીતાં તો થાઓ, એ મજા એ સ્વાદ, એ લ્હેર, એ આનંદ પણ લૂંટવા જેવો છે પ્યારા અમારો જાદવ કહે છે એ મજા કરી તો જુઓ.

મજા એમા પણ કેવી છે કરી જુઓ તો જરા,
લ્હેર એમાં પણ શું છે તે લઈ જુઓ તો જરા.

એકવાર એ મજા એ સ્વાદ ચાખ્યા પછી આ રસના આ જીવ્હા એના વિના એક ઘડી પણ રહી શકતી નથી પણ એક વાર એનો સ્વાદ આવી જવો જોઇએ. જેમ સાકર ખાધા પછી બીજી વસ્તુઓ મોળી લાગે છે તેમ એકવાર હરિ રસ ચાખ્યા પછી સંસારના

બીજા બધા રસો ફીક્કા થઇ જાય છે. પ્યારા સંત અનંત પ્રસાદ પોતાનો સ્વાનુભવ એક પદમાં કહે છે કે

હરિ રસ લાગ્યો મને સરવથી મીઠો રે,
એના સમ સ્વાદ બીજે કયાંઇ નવ દીઠોરે—હરિ૦

હરિ સ્મરણમાં નીત્ય સ્વાદ મને લાગેરે,
એ થકી આનંદ દિવ્ય અંતરમાં જાગે રે—હરિ૦

ભોગવું હું જેમ વધુ તેમ લાગે વ્હાલોરે,
મુખથી મુકાય નહિ હરિ રસ પ્યાલોરે—હરિ૦

અંતરનો અનુભવ, અનુભવી જાણે રે,
થાય તરબોળ, રોમ રોમ તેજ ટાણેરે—હરિ૦

રામ નામ જપી હું તો મહામોજ માણુંરે,
સ્વર્ગતણા સુખ એની પાસે તુચ્છ જાણુંરે—હરિ૦

દહાડે દહાડે ઘેલાઇ અનુની વધી જાશેરે,
ઘેલો છે કે ડાહ્યો તે તો આખરે જણાશેરે—હરિ૦

પ્યારા પ્રાચીન કાળના અનેક ભકતો જેવા કે જુનાગઢનો નાગર નરસૈયો, મેવાડની મીરા, કાશીનો કબીર, ડભોઇના દયારામ, મહારાષ્ટ્રનાં અનેક સંતો જેવા કે તુકારામ, એકનાથ, નામદેવ, જ્ઞાનદેવ, જનાબાઇ અને બંગાલાના કૃષ્ણચૈતન્યે પણ સમસ્ત બંગાલાને એકજ ધુનથી ગજાવી મૂકયું હતું કે

ધૂન

હરિ બોલો હરિ બોલો હરિ બોલો ભાઇ
હરિ નહિ બોલે ઉસકુ રામ દુવાઇ,
હરિ બોલો, હરિ બોલો, હરિ બોલો, હરિ બોલો,

તો એકવાર પૂરણ પ્રેમથી હરિ શબ્દનો ઉચ્ચાર કરો તો ખરા.

## બોલો હરિ હરિ.

હરિ લક્ષ ચોરાસી નાવે ફરી, સંસાર સાગરથી જાય તરી, ભાવ ભકિત જેને કીધી ખરી, એકવાર પૂરણ પ્રેમથી

## બોલો હરિ હરિ.

હરે રામ હરે રામ રામ રામ હરે હરે
હરે કૃષ્ણ હરે કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ હરે હરે

### શ્રી ગિરીરાજ ધરણુ કી જય.

તમારી સ્તુતિ વેદ શાસ્ત્રે વખાણી
વિરામી મુનીઓ તણી વૃત્તિ વાણી
જગાધીશ તારા ગુણો છે અમાપ;
અમે દંડવત વંદીએ વિશ્વનાથ.

તમારા ગુણો શેષ મહેશ ગાવે,
તમારા પુરા પાડનો પાર નાવે;
તમે છો ત્રીલોકી તણા તાત જેવા,
દયાળુ તમોને નમુ દેવ દેવા;
ભજે શેષને શારદા ચંદ્ર ઇંદ્ર,
ભજે આપને નીત્ય મોટા મુનીંદ્ર;

સદાશીવ જેવા સજે નીત્ય સેવા,
દયાળુ તમોને નમું દેવ દેવા;

શ્રી ગિરીરાજ ધરણુકી જય.

અંતર વિષે દૃષ્ટી કરી, જો જો જરા શાંતી ધરી;
વૃત્તિ બધી સંકેલીને, ઉતારજો ઉંડે જરી.
ત્યાં દિવ્ય લ્હેરી આવશે આનંદની સુવાસથી,
ત્યાં પ્રેમ પૂર્ણ પ્રકાશસે, બ્રહ્માનંદની જ્યોતિ થકી.

શુભ લગ્ન સાવધાન

સંકલ્પકુ તોડો મનકુ જોડો.

વ્હાલા હરિજનો, શાન્ત અને પ્રસન્ન ચીન્તે શ્રી રાધાકૃષ્ણપૂર્ણપુરૂષોત્તમના ચરણકમળનું અંતઃકરણને વિષે ધ્યાન ધરો.

શ્રી ગિરીરાજ ધરણુકી જય.

હરિ ૐ પૂર્ણમદઃ પૂર્ણમિદં પૂર્ણાત્પૂર્ણ મુદચ્યતે;
પૂર્ણસ્ય પૂર્ણ માદાય પૂર્ણ મેવા વશિષ્યતે.

હરિ ૐ શાન્તિ શાન્તિ શાન્તિ.

શ્રી ગિરીરાજ ધરણકી જય.

નમસ્તે નમસ્તે નમસ્તે પ્રભુજી,
નમસ્તે નમસ્તે અખંડા વિભૂજી,
નમસ્તે નમસ્તે સદાકષ્ટહારી,
નમસ્તે નમસ્તે પ્રભુ નિર્વિકારી.
નમસ્તે નમસ્તે પ્રભુ દીનબંધુ,
નમસ્તે નમસ્તે મહા જ્ઞાનસિંધુ.
નમસ્તે નમસ્તે પ્રભુ દીન દાતા,
નમસ્તે નમસ્તે ચિદાનંદ ધાતા.
નમસ્તે નમસ્તે વિભૂવિશ્વકર્તા,
નમસ્તે નમસ્તે સદા સૃષ્ટિભર્તા.

નમસ્તે નમસ્તે વિભૂ વિશ્વપાળા,
નમસ્તે નમસ્તે દયાળા કૃપાળા.

નમસ્તે નમસ્તે કૃપાનાથ ત્રાતા,
નમસ્તે નમસ્તે વિભુ હે અજાતા.

નમસ્તે નમસ્તે વિભુ વિશ્વભૂપા,
નમસ્તે નમસ્તે સદા શાંત રૂપા.

શ્રી ગિરીરાજ ધરણકી જય.

સૌનું કરો કલ્યાણ દયાળુ પ્રભુ સૌનું કરો કલ્યાણ,
જાદવ દાસના દાસ પોકારે પ્રેમે કરીને પ્રણામ.
દયાળુ પ્રભુ સૌનું કરો કલ્યાણ.

શ્રી ગિરીરાજ ધરણકી જય.

પૃથ્વી શાન્તિ રન્તરિક્ષમ શાન્તિ ર્દ્યોઃ શાન્તિ રાહુપઃ
શાન્તિ ઔષધય શાન્તિ વનસ્પતય શાન્તિ વિશ્વેમે દેવાઃ
શાન્તિ સર્વેમે દેવાઃ શાન્તિ શાન્તિ શાન્તિ શાન્તિભીઃ

તાભી શાન્તિભીઃ સર્વશાન્તિભીઃ સમયા મોહમ
યદ્વિયઘોરં યદ્વિયક્રુરં યદ્વિયપાપંતચ્છાન્તમ તચ્છિવમ્
સર્વમેવ સમા સુનઃ

નમઃ પાર્વતિ પતયે હરહર મહાદેવ.

ઇતની બીનતી રઘુનંદનસે (૨) દુઃખ દ્વંદ્વ
હમારા મીટાવોજી—ઇતની

અપને પદ પંકજ પીંજરમે (૨) ચિત્ત હંસ
હમારા બીઠાવોજી—ઇતની

તુલસીદાસ કહે કર જોડી (૨) ભવસીંધુ
પાર ઉતારોજી—ઇતની

ૐ શ્રીમન્ મહાગણાધિપતયે નમઃ ૐ શ્રીમન્ મહા-
ગણાધિપતયે નમઃ ૐ શ્રીમન્ મહાગણાધિપતયે નમઃ

શ્રી ગણપતિ મહારાજકી જય

શુભ લગ્ન સાવધાન.

સંકલ્પકુ તોડો મનકુ જોડો

ॐ શ્રીદાયનમઃ ॐ સુખદાયનમઃ ॐ કામદાયનમઃ ॐ શાંતિદાયનમઃ ॐ સ્વસ્તિદાયનમઃ ॐ પ્રાણદાયનમઃ ॐ મોક્ષદાયનમઃ ॐ મહાદેવાયનમઃ

ॐ નમઃ શિવાય ॐ નમઃ શિવાય ॐ નમઃ શિવાય

**નમઃ પાર્વતિ પતિયે હરહર મહાદેવ.**

જયદેવ જયદેવ, જયજય જગકર્તા
પ્રભુ જય જય જગકર્તા,
ભગવંત તું ભવભર્તા (૨)
હરકત સંહર્તા—ॐ હરહરહર મહાદેવ
પૂરણ પરમ પરાક્રમી,
પ્રભુ વિભુ પરમાત્મા—પ્રભુ-વિભુ૦
સકળ કળાધર શ્રીમત્ (૨)
ધીમત ધરમાત્મા—ॐ હરહરહર મહાદેવ.
તું સચરાચર સ્વામી,
બળવંત બહુનામી—પ્રભુ-બળવંત૦

વિમળ મંડળ વિશ્રામી (૨)
ધન્ય અચળ ધામી—ૐ હરહરહર મહાદેવ

તત્વ સકળ ગુણ તારા,
સર્વ થકી સારા—પ્રભુ–સર્વ૦

અંતર્યામી હમારા (૨)
પ્રાણ થકી પ્યારા—ૐ હરહરહર મહાદેવ.

કરૂણા કર ઉપકારી,
ધર્મ બિરદ ધારી—પ્રભુ–ધર્મ૦

તેં ભવપાર ઉતારી (૨)
અગણિત નરનારી—ૐ હરહરહર મહાદેવ.

તુજ મહિમા બહુ મોટો,
શુભ તારી શક્તિ–પ્રભુ–શુભ૦

સુરનર મુનિવર માગે ( ૨ )
ભલી તારી ભક્તિ ૐ હરહરહર મહાદેવ.

હે હરિ હરકત હરજો,
કરૂણા ઘણી કરજો-પ્રભુ-કરૂણા૦
અભય કરણુ આદરજો (૨)
ઉર અરજી ધરજો ૐ હરહરહર મહાદેવ.

## નમઃ પાર્વતિ પતયે હરહર મહાદેવ.

હરિ ચરણનમે જોડો ચિત્ત, આકર શરણમે ઉસકી,
લખો દિદાર દિલમેહી, હરિ શરણં હરિ શરણમ્.
દીયા ઉપદેશ અર્જુનકો, યહી હય સાર ગીતાકો,
તજો સબ ધર્મ એકો ગ્રોહ, હરિ શરણં હરિ શરણમ્.
અનંત ઉપદેશ સુન કરભી, જો ધારે દિલકે અંદર તું;
કહે હરદમ હરિ શરણં હરિ શરણં હરિ શરણમ્.

## બોલો હરિ હરિ

આવાહનં ન જાનામી, ન જાનામી તવ અર્ચનમ્
પૂજાં ચૈવ ન જાનામી, ક્ષમ્યતાં પરમેશ્વર

મંત્ર હિનં ક્રિયાહિનં ભકિત હિનં સુરેશ્વર
યત્ પૂજનં કૃતં દેવ પરિપૂર્ણં તદસ્તુમે.

દાસ તુકા કરિતો કીર્તન, હૃદયી પ્રેમ વિઠોબાચે;
હૃદયી પ્રેમ વિઠોબાચે, હૃદયી ધ્યાન વિઠોબાચે;
દાસ તુકા કરિતો કિર્તન, હૃદયી ચરણુ વિઠોબાચે;
વિઠ્ઠલ વિઠ્ઠલ વિઠ્ઠલ વિઠ્ઠલ વિઠ્ઠલ **પુંડરિક વરદે**
**હરિ વિઠ્ઠલ શ્રી જ્ઞાનદેવ તુકારામ મહારાજકી જય.**

શાંતિ શાંતિ શાંતિ, પ્રભુ શાંતિ સદા આપો—ટેક

પરમ કૃપા કરી કૃપાળ (૨) કલેશ કષ્ટ કાપો—શાંતિ
શરણુ આવી વિશ્વનાથ (૨) વંદન કરી જોડી હાથ (૨)
સર્વ જપે ભક્ત સાથ (૨) શાંતિ સુખ આપો—શાંતિ
કરૂણામય દ્રષ્ટિ કરો (૨) હૃદય તિમિર સર્વ હરો (૨)
મનવાંછિત અર્થ પુરો (૨) સુણી તમે વિલાપો—શાંતિ
જપી તમારૂં પુણ્ય નામ (૨) કરીએ તમને પ્રણામ (૨)

સત્ય શુદ્ધ ધર્મ સકળ (૨) દેશ વિષે સ્થાપો—શાંતિ

શ્રી ગિરીરાજ ધરણકી જય.

વિઠ્ઠલ બોલા બોલા હો આનંદાને આનંદાને
વૈકુંઠ ધ્વજા લાવીલ્યા તુકારામાને
વિઠ્ઠલ બોલા બોલા હો આનંદાને આનંદાને
વૈકુંઠ ધ્વજા લાવીલ્યા તુકારામાને
વિઠ્ઠલ બોલા બોલા હો આનંદાને આનંદાને
વૈકુંઠ ધ્વજા લાવીલ્યા તુકારામાને.

પુંડરિક વરદે હરિ વિઠ્ઠલ શ્રી જ્ઞાનદેવ
તુકારામ મહારાજકી જય.

જયગુરૂ જયગુરૂ જયગુરૂ જય
જયગુરૂ સદ્દગુરૂ જય જય જય
જયગુરૂ જયગુરૂ જયગુરૂ જય
જયગુરૂ સદ્દગુરૂ જય જય જય

## બોલ શ્રીસદ્‌ગુરૂ દેવકી જય

પૂર્ણાનંદા પરમાનંદા જય સચ્ચિદાનંદા.

અચ્યુતં કેશવં રામનારાયણમ્

કૃષ્ણ દામોદરં વાસુદેવં હરિમ્

શ્રીધરં માધવં ગોપીકા વલ્લભમ્

શ્રીજાનકી નાયકં રામચંદ્ર દેવકી જય.

સીતાકાન્તઃ સ્મરણમ્ જય જય રામ





## શ્રી સદ્ગુરૂ દેવકી જય

### ૧

મા તું સરસ્વતિ કરો કૃપા અતિ,
અજ્ઞ બાળકોને દે તું નીરમળા મતિ.

જગતજનુનિ પરદુઃખભંજન,
દીન દયાળુ મા (૨)

આશ્રય આપો વિઘ્નો કાપો,
ટાળો તિમીર તમામ—માતુ.

સમરૂં માતા સરસ્વતી, વાણી અવીચળ આપ,
ગુણ ગાવું ગોવિંદના ટવે ભવોભવના તાપ.

૨

કૃષ્ણ કહો નરનારરે, બોલો કૃષ્ણ બોલો
બોલો કૃષ્ણ બોલો (૨)

કૃષ્ણનું નામ છે અધમ ઓધારણ (૨)
અધમ ઓધારણ ભવજળ તારણ (૨)
થાશે તમારૂં કલ્યાણરે બોલો કૃષ્ણ બોલો
બોલો કૃષ્ણ બોલો–કૃષ્ણ

રામ કહો નર નારરે,
બોલો રામ બોલો બોલો રામ બોલો

રામના નામે પત્થર તરીઆ,
પત્થર તરીઆ પાર ઉતરીયા (૨)

સાગર ઉપર બાંધી પાજરે
બોલો રામ બોલો, બોલો રામ બોલો–રામ

રામના નામે અહલ્યા ઉધારી, (૨)
અહલ્યા ઉધારી પેલી શીવરીને તારી (૨)

હેતે ગાયા હનુમાનરે,
બોલો રામ બોલો બોલો રામ બોલો—રામ
મનુષ્યા જનમ વારે વારે નહિ આવે (૨)
આવેલો અવસર શીદને ગુમાવે (૨)
તકમળી છે અણુમોલરે,
બોલો રામ બોલો બોલો રામ બોલો—રામ

૩

મળીયા છો શીવ જટાધારી,
જોગેશ્વર અમને મળીયા છો શીવ જટાધારી—ટેક
ડુંગર ઉપર નીરજ નોતું વ્હાલા (૨)
ખીલી છે ફુલ કેરી વાડી—જોગેશ્વર
જોગેશ્વર રીજે તો નવ નીધી આપે વ્હાલા (૨)
ભકતોને લે છે ઉગારી—જોગેશ્વર
ભાંગ ધંતુરો શીવને ચઢે છે વ્હાલા (૨)
રામની ભકિત જેને પ્યારી—જોગેશ્વર.

થોડી ભક્તિથી રીઝી ઘણું આપો છો વ્હાલા (૨)
ગહન ગતિ છે તમારી—જોગેશ્વર
ભવરે સાગરમાં દીનદાસ ડુબે વ્હાલા (૨)
શંકર મહાદેવ લેજો તારી—જોગેશ્વર

**નવનીત**

૪

મીઠી મારી આંખડીના તારા,
હો રામ પ્રાણથકી પ્યારા,
દસરથના ઘેર અવતાર લીધો,
પીતાજીનાં વાકય પાળનારા—હો રામ૰
ગંગા ઉતરવાને કેવટ પાસે,
નદીકાંઠે નાવ માગનારા—હો રામ૰
છળવાને આવેલી સુર પંખાના,
કાન અને નાક કાપનારા—હો રામ૰

રાજા રાવણને રણમાંહી માર્યો,
વિભીષણને રાજ આપનારા—હો રામ૦
ભક્ત વત્સલ ભગવાન ભોળાનાથના,
ભક્તકેરાં કષ્ટ કાપનારા—હો રામ૦

૫

અક્ષર ધામના વાસીરે તારા અક્ષય સુખડા દે (૨)
અક્ષર સુખડાં દે તારા ચરણ કમળમાં લે—અક્ષર
ભાવે ભક્તિ કરૂં છું તારી, સંતોને જે બહુ પ્યારી (૨)
લે જે ભવસાગરથી તારી, તારા અક્ષય સુખડાં દે—અક્ષર
મનના સંકલ્પો છુટે તે ખરી મજાઓ લુંટે (૨)
વ્હાલો દોડયો આવે પુઠે તારા અક્ષય સુખડાં દે—અક્ષર
મીરાંને લગની લાગી, એને ભક્તિ ભવોભવ માગી (૨)
એના ભવની ભાવટ ભાંગી, તારા અક્ષય સુખડાં દે—અક્ષર

નવનીત

૬

પ્રેમી, પ્રેમી, સૌ પ્રેમી બનો સતસંગના (૨)
આ તો નાવ મળ્યું ભવતરવા—પ્રેમી.

સતસંગનો મહિમા છે ભારી (૨)
કામ ક્રોધને નાખે મારી (૨)
એ તો અગ્નીની ચીનગારી—પ્રેમી.

સતસંગ તો મુકિત દેનારો (૨)
આચરતાં આનંદ અનેરો (૨)
ટાળે ભવનો ફેરો—પ્રેમી.

સતસંગ તો સાધુજન કરતા (૨)
પ્રેમીજનો તેમાં જઇ ભળતાં (૨)
ભાગ્યે ફળે હરિ મળતા—પ્રેમી.

૭

આવો તમે આવોરે અમારી સંગે આવો (૨)
અમારી સંગે આવો, અમારી સંગે આવો
ગાવો તમે ગાવોરે ગોવિંદ ગુણ ગાવો—આવો.

આવોને ગાવો ને રામને રીઝાવો,
રામને રીઝાવો.
પ્રેમ રસ પીને પાવો રે અમારી સંગે આવો—આવો.

મમતાને મોહ જંજાળ જગ કેરી,
જંજાળ જગ કેરી,
તેને તજી આવોરે અમારી સંગે આવો—આવો.

સતસંગ રૂપી તીર્થ મળ્યું છે, તીર્થ મળ્યું છે
પ્રેમે કરી ન્હાવોરે અમારી સંગે આવો—આવો.

**નવનીત**

૮

**સખી વનમાં ચાલ્યા છે રઘુનાથજી (૨)**
**માતા કૌશલ્યા રોયા કરે અને શોક સંતાપ ન માય–સખી.**

**સખી પહેલે બાણે તે મારીચ મારીઓ (૨)**
**સીતાજી માતાને રાવણે હર્યા ઉતર્યા સાગર પાર–સખી**

સખી રણમાં માર્યો છે રાવણ રાયને (૨)
સીતા માતા કેરી શોધ લીધી રૂડી-આપ્યાં વિભીષણને રાજ—સખી

સખી પુષ્પક વમાને વાલો બેસીયા (૨)
પુષ્પની વૃષ્ટિ દેવતા એ કીધી-આવ્યા અયોધ્યાની માંય—સખી

સખી ભકતવત્સલ ભોળાનાથના (૨)
બેઉ કર જોડી અરજ કરે છે પ્રેમે કરી લાંગું પાય—સખી

૯

અંજનીના જાયા મહાવીર હનુમંતા (૨)
તમને નમો લાગું પાય જ્ઞાન ગુણવંતા—અંજની૦

બળવંતા, બળવંતા, બળવંતા છો તમે દેવા (૨)
રૂડા રામની આપો ચરણ કમળની સેવા—અંજની૦

સાખી

પવન તનય સંકટ હરણ, મંગલ મુરતી રૂપ
રામ લછન સીયા સહીત હૃદય બસો સૂરભૂપ—સીયાવર.

નવનીત

૧૦

રવિવારે રાસ રમ્યા રંગે,
એ આનંદ ઉભરાઇ રહ્યો અંગે.
સદા રહો ગોવિંદની સંગે,
રવિવારે રાસ રમ્યા રંગે.
સોમવારે શિવજીને સમરો,
આશ્રય એક રામ ભકિતનો ખરો,
દુસ્તર ભવસાગર સ્હેજે તરો,
સોમવારે શિવજીને સમરો.
મંગળવારે મહીયરીયું મેલ્યું,
સાસરીયામાં પગલું માંડયું પહેલું,
હવે પરવારવું વ્હેલું વ્હેલું,
મંગળવારે મહીયરીયું મેલ્યું.
બુધવારે બુધ્ધીદાતા શ્રીહરિ,
પૂરણ ભકિત સંતોને સંગે કરી.

નિર્ભય થઈ વિઠ્ઠલવરને વરી,
બુધવારે બુધ્ધીદાતા શ્રીહ ર.

ગુરૂવારે જ્ઞાની ગુરૂજી મળ્યા,
સાથે રાખી ભકિતના પંથે વળ્યાં.

જેથી મારા તાપ ત્રિવિધી ટળ્યા,
ગુરૂવારે જ્ઞાની ગુરૂજી મળ્યા.

શુક્રવારે વાલમનો વરઘોડો,
મન બુદ્ધીચીત્ત હરિ ચરણે જોડો.

દેહ અભિમાનની ગ્રંથી તોડો,
શુક્રવારે વાલમનો વરઘોડો

શનિવારે વાયુ સુત બજરંગ,
કરજો સદા પ્રભુ પ્રેમીનો સંગ

જેને ચરણે કોટી કાશીને કોટીગંગ
શનિવારે વાયુ સુત બજરંગ

સાતે વારો સમજીને ગાશો,
નક્કી તમે પ્રભુના વ્હાલા થાશો
નિર્ભય થઈ હરિ ચરણે જાશો,
સાતે વારો સમજીને ગાશો.

નવનીત

૧૧

સમજુ જનોને સમજાય એવી સાન શ્રીજીની (૨)
અણસમજુ ગોથા ખાય એવી સાન શ્રીજીની-સમજુ.

મીરાં દાસી ગીરધર કેરી સમજી શ્રીજી સાનમાં(૨)
પેલો રાણો ગોથા ખાય એવી સાન શ્રીજીની-સમજુ.

ભક્ત વિભિષણ લંકા કેરો, સમજ્યો શ્રીજી સાનમાં(૨)
પેલો દશમુંડી ગોથા ખાય, એવી સાન શ્રીજી-સમજુ.

ભરત ભાઇ રામજી કેરો સમજ્યો શ્રીજીની સાનમાં(૨)
પેલી કૈકયિ ગોથા ખાય એવી સાન શ્રીજીની-સમજુ.

## ૧૪

મનોહર વિશ્વ વાડીમાં, યુગો યુગથી મનોહર રહી (૨)
નવિન કોઇને એ ભાસે છે, કહે કોઇએ પૂરાણી થઇ–મનોહ

જનમવું ને મરી જાવું, ખીલીને રોજ કરમાવું (૨)
ગહન ઘટમાળ એ ચાલી, અગમની ગમ પડીના કંઇ–મનોહ

છતાં કહીએ જુનું ચાલ્યું, નવું આવ્યું નવું આવ્યું (૨)
નવું શું છે, જુનું શું છે, ગુંચવણી એ ઉકલતી નહિ–મનોહ

સનાતન ગાન સાગરનાં, ગહન ઉંડાણ અંબરના (૨)
સુધાકર કે દિવાકરમાં, અનાદિ જ્યોત ઝળકી રહી–મનોહ

નવિનતા શી જુનામાં છે, નવિનતામાં શું જુનું છે (૨)
જગતનો નાથ છે જુનો, નવું એનાથી કંઈ એ નહિ–મનોહ

નવા સર્જન નવા ચેતન, બધાં ગઈ કાલના સ્વપ્નો (૨)
અનાદિ સત્ય શાશ્વત છે, કદી જ્યાં અંત આદિ નહિ–મનોહ

૧૫

યશોદા કૃષ્ણ પલ પલમે,
અજબ લીલા દીખાતે હય—ટેક

કભી રોરોકે કહેતે હય,
સખી દેદે મેરી મુરલી (૨)

કભી કાલીકે ફેણ ઉપર,
ખડે બંસી બજાતે હય-યશોદા.

કભી મૈયાસે કહેતે હય,
યહ કમલી બોત હય ભારી (૨)

કભી પર્વત ગોવર્ધનકો,
અંગુલી પર ઉઠાતે હય-યશોદા.

કભી લલિતા વિશાખા કે,
બુલાને પર નહિ જાતે (૨)

કભી કુબ્જાકે ઘર જાજા કે,
સો સો ફેર ખાતે હય-યશોદા.

કભી બળવાન રાક્ષસકો,

જમીન પર પટક દેતે હય (૨)

કભી મીટ્ટી કે ખાનેસે,

મૈયાસે થર થરાતે હય-યશોદા.

કભી દર્શન નહિ દેતે,

ભટકતે નારદાદિકે (૨)

કભી દયાલુ દયા કર કે,

ભકતકા રથ ચલાતે હય-યશોદા.

યહ અપરંપાર હય માયા,

કહાં તક ઉસકો હમ ગાવે (૨)

શરણુ મોહનકી આવે જો,

વહી બસ ઉસકો પાતે હય-યશોદા.

૧૬

સ્ચોને લ્હાવો સત્સંગ માંહી આવો પ્રભુના મુખ જોવાને

કૃષ્ણુચંદ્ર તણા દાસ ત્હમે કહાવો હજાર દુઃખ ખોવાને

સાખી

સતગુરૂની સંગત વડે પાપી પાવન થાય
પ્રભુ ભજનના નાવથી જીવ સંસાર સાગર તરી જાયરે–પ્રભુ

સાખી

ગામ ગપાટા ત્યાગીને જપો હરિના જાપ
કલીયુગમાં કીર્તન થકી બળે પૂર્વ જન્મના પાપરે–પ્રભુ

સાખી

પ્રભુ ભજવાને મનુષ્યનો આવ્યો છે અવતાર
પરમ પદારથ પામીને કેમ ખઇયે જમડા કેરો મારરે–પ્રભુ

સાખી

ભગવાન ભોળાનાથના સમરણથી વસ થાય
સદગુરુની સેવા તણું સુખ મુખથી કહ્યુ નવ જાયરે–પ્રભુ

૧૭

એ રસ કોણ પીએ ? તરસ વિના,
એ રસ કોણ પીએ ? ટેક.

રસીયા, તરસીયા કે કોઇ દરદીયા,
બનીને ગરજીયા પીએ—તરસ૦
જે રસ નારદ, શારદે પીધો,
જનક સનક શુકજીએ—તરસ૦
જે રસ પીધો ધ્રુવ પ્રહ્લાદે,
તુલસી કબીર નરસૈયે—તરસ૦
એ રસ પાખી અગન લગી જેને,
તે તો જગત કેમ જુવે—તરસ૦
ધન્ય હો વ્રજની વનિતા પીનારા,
કરમા મીરાંને તોળાદે—તરસ૦
ાગર ગુરૂવર એ રસ પાયો,
ખેલી રહ્યો રસ દરીયે—તરસ૦

૧૮

ામ નામનું નાણું સન્તો રામ નામનું નાણું (૨)
ન દોલતમાં અમે કમાયા ગુરુ ગોવિંદનું ગાણું-સન્તો

દુઃખ ચિન્તા કે શોક મોહને, શું કરવાને જાણું (૨)
રામ નામથી સભર ભર્યાં સૌ, ઉભરે આણું પરમાણું-સન્તો
જોગ જગન તપ તીરથ સૌમાં નહી કોઇ નામ સમાણું (૨)
રામ ગુરૂ, ગુરૂ રામ મંત્રને, અનભે કરી વખાણું-સન્તો
ભૂત ભવિષ્યજ્યાં છતે નથી ત્યાં જીવતાં થાપ્યું થાણું (૨)
મરણુ વિના મરણું માણ્યું ભાઈ, ઉકલી ગયું ઉખાણું-સન્તો
ઓમ એકવીસ હજાર છસોનું, વ્યસન પડયું હંસાનું (૨)
વાસ વસ્યો મોટે ઘેર સાગર, જીવતા જીવીત મુવાનું-સન્તો

૧૯

હાંરે લાલ પાલવડો મારો મેલો મોહનજી મેલો મોહનજી
જાવા દ્યો ગોકુલ ગામમાં-હાંરે

હાંરે મને જાવા દ્યો ગોકુલ ગામમાં,
હાંરે તમે મારગ વચમાં

ઉભા મોહનજી ઉભા મોહનજી,
જાવા દ્યો ગોકુલ ગામમાં—હાંરેલાલ
હાંરે કાન મહીની મટુકી મારી ફુટશે (૨)
હાંરે લાલ હૈયાનો હાર મારો ત્રુટશે (૨)
હાંરે એમાં જાશે જીવલડો મારો મોહનજી મારો મોહનજી
જાવા દ્યો ગોકુળ ગામમાં-હાંરેલાલ
હાંરે તમે ઘેલા થયા મારા વાલમાં (૨)
હાંરે જાણે આવી ગોવાલણુ લાગમાં (૨)
હાંરે મને જાવા દ્યો કાન માન,
મેલો મોહનજી મેલો મોહનજી
જાવા દ્યો ગોકુલ ગામમાં-હાંરેલાલ
હાંરે તમે વ્યાકુલ કીધાં મારા વાલમાં (૨)
હાંરે તારી મોરલીના બાણ વાગ્યા તનમાં (૨)

હાંરે તારી મોરલીએ ચિત્તડાં હેર્યાં મોહનજી હેર્યાં મોહનજી
જાવા દયો ગોકુળ ગામમાં—હાંરેલાલ
હાંરે કાન કસોટી તમારી આકરી (૨)
હાંરે મને કરવા રાખો તમારી ચાકરી (૨)
હાંરે તારી ચાકરીમાં મનડું મોહ્યું મોહનજી મોહ્યું મોહનજી
જાવા દયો ગોકુળ ગામમાં—હાંરે લાલ.
હાંરે મ્હેતા નરસૈના સ્વામી શામળા (૨)
હાંરે નાથ થાશો માં આકળા ઉતાવળા (૨)
હાંરે મારા રૂદીયામાં આવી બીરાજો મોહનજી
બીરાજો મોહનજી
જાવા દયો ગોકુળ ગામમાં—હાંરે લાલ.

૨૦

કોઈ હરિજન હો તો આવોરે ઓ પંખીડા (૨)
હરી હરી અમને ગવરાવોરે ઓ પંખીડાં—કોઇ
આપણ સૌ પંખી છઇએ, હરી રસના વ્યસની થઇએ (૨)
હરી હરી ગાતાં ઉડી જઇએરે ઓ પંખીડાં—કોઇ

હરી રસ મીરાંએ માણ્યો, એ ભાવ ભરોસો આણ્યો (૨)
જખ મારે પેલો રાણોરે ઓ પંખીડાં—કોઈ

છે મુક્તિ જડ અકકડની, જકકી સુકકા લકકડની (૨)
ભક્તિતો બસ ફકકડનીરે ઓ પંખીડાં—કોઇ

અસ્થિર મનથી છે દુનિયા, એ મન રસીયાજી વસીયા (૨)
સાગર હરીના કાસદીયારે ઓ પંખીડાં—કોઇ

૨૧

પ્રેમે લઈયે પ્રભુનું નામ, સમયમાં કામ આવે છે (૨)
સમયમાં કામ આવે છે અંતે કામ આવે છે. પ્રેમે૦

અમૃત બનાવ્યું ઝેરનું મહારાણી મીરાંબાઈનું (૨)
સાચા બેલી સુંદીર સ્યામ, સમયમાં કામ આવે છે. પ્રેમે૦

પંચાળીનાં પટ પુરીયા નવસે નવાણું આવીને (૨)
એવા સેવકના સુખ ધામ, સમયમાં કામ આવે છે. પ્રેમે૦

સુમરણ કર્યું કે તે સમે ઉદ્ધારિયો ગજરાજને (૨)
ઠાકોર ઠરવાનો છે ઠામ, સમયમાં કામ આવે છે. પ્રેમે૦

પેટી પટારાં પ્રેમદા અહીંના અહીં રહી જાય છે (૨)
નગદ નારાયણનું નામ સમયમાં કામ આવે છે. પ્રેમ૦
ભગવાન ભોળાનાથના છે નામથી રાજી સદા (૨)
કરીયે કીર્તન આઠો જામ, સમયમાં કામ આવે છે. પ્રેમ૦

૨૨

રણછોડરાય મારા રણછોડરાય (૨)
રૂડા રઢીયાળા મારા રણછોડરાય—રણછોડ
ડાકોરના ઠાકોરમાં મન મારૂં મોહ્યું (૨)
મુખડું જોઇ મારૂં હૈયું હરખાય—રણછોડ
મંગળ ભોગને શણગાર કેરાં (૨)
લય લીન મન મારૂં દર્શને થાય—રણછોડ
રાજભોગ આરતિ આનંદકારી (૨)
ઉથાપન વેળા મારૂં ચિત્ત ઠરી જાય—રણછોડ
શયન સમયે શ્યામ સુંદીરને નીરખી (૨)
હરિપ્રસાદ હૈયાં ભરી ગુણગાય—રણછોડ

૨૩

શી રીતે ભક્તિ કરીએરે સાચ્ચી પ્રીંતે,
રસ બુટ્ટીએ જીરવીએરે સાચ્ચી પ્રીતે-શી રીતે
કરશું વાતો કયાં સુધી, જ્યાં ના પહોંચે મન બુદ્ધી (૨)
બસ રગે રગે ભરૂં ભક્તિરે સાચ્ચી પ્રીતે-શી રીતે
હાં હાં હરિ ઘેલા થાશું, મ્હેતો ને મીરાં ગાશું (૨)
એ પગલે પગલે જાશુંરે સાચ્ચી પ્રીતે-શી રીતે
દીનરેન હરી હરી કરીએ, મન મુવા વિના ના મરીએ (૨)
ના ડરીએ, હરિવર હૈયેરે સાચ્ચી પ્રીતે-શી રીતે
શો હરિ રસ દરીયો રેલ્યો, જ્યાં નથી ગુરૂ નથી ચેલો(૨)
સાગર બેભાન બનેલોરે સાચ્ચી પ્રીતે-શી રીતે

૨૪

શોભા સલુણા શ્યામની,
તું જોને સખી શોભા સલુણા શ્યામની-ટેક.
કોટી કંદર્પને લજાવે જેનું મુખડું (૨)

ફીકકી પડે છે કળા કામની–તું જોને.
સદ્દગુણ સાગર નટવર નાગર (૨)
બલીહારી છે જેના નામની–તું જોને.

કોટી આભુષણનું જે છે ભૂષણ (૨)
સીમા જે છે અભીરામની–તું જોને.

જે તેને ઓળખે તે ધન્ય જગતમાં (૨)
તેને બીજી વસ્તુ નથી કામની–તું જોને.

અનુપમ એ અલબેલડો રસીકડો (૨)
જીવન મુડી છે દયારામની–તું જોને.

૨૫

જોને લ્યા જીવ ત્હારીરે આવરદા ચાલી જાય છે (૨)
સારા થકી સારીને પ્રાણ થકી પ્યારી (૨)
પાણીના રેલા જેવીરે આવરદા ચાલી જાય છે—જોને
રોકીયે રોકાય નહી બાંધીયે બંધાય નહી (૨)

ગંગાના પાણી જેવીરે આવરદા ચાલી જાય છે—જોને
સાચામાં સાચી શીખામણ ભોળાનાથની (૨)
ઝાકળનાં પાણી જેવીરે આવરદા ચાલી જાય છે—જોને

૨૬

આનંદ મંગળ કરૂં આરતિ,
હરિ ગુરૂ સંતની સેવારે—ટેક
પ્રેમે કરી મંદીર પધરાવું (૨)
સુંદીર સુખડાં લેવારે—આનંદ
હરિના બાંધ્યા હરિજન છોડે (૨)
હરિને એવા હેવારે (૨)
ત્રીભુવન તારણ અધમ ઓધારણ (૨)
સંત ચરણ શુભ એવારે—આનંદ
સકળ તીરથ મારા સંતોને ચરણે (૨)
ગંગા જુમના રેવારે (૨)
કહે પ્રીતમ ઓળખો અણુસારે (૨)
હરિના જન હરિ જેવારે—આનંદ

૨૭

હાંરે મારૂં મનડું મોહાણું ચીતડું ચોરાણું
પ્યારા કનૈયાલાલથી

હાંરે મને નેનામાં નીંદ્રા ન આવતી (૨)
હાંરે મને સૈયર સૌ સરમાવતી (૨)
હાંરે મને સુજે ન કામ કંઈ
ભાવે ન ખાન કંઇ દીલડું કનૈયાલાલથી.

હાંરે મને સુના લાગે છે સંસારીયા (૨)
હાંરે મેં તો નંદનાકુમાર એક ધારીયા (૨)
હાંરે મેં તો કીધું લગન હવે
રહીશું મગન એક પ્યારા કનૈયા૦

હાંરે હું તો સ્વપ્નામાં સ્યામને દેખતી (૨)
હાંરે હું તો લાખેણા લાભોને લેખતી (૨)
હાંરે લાગી રંગડાની તાળી થઇ મતવાલી પ્યારા કનૈયા૦

હાંરે હવે છોડી ન દેશો છોગાળા (૨)
હાંરે ગાંડી ઘેલી જાણીને ગોપાળા (૨)
હાંરે લાગી લાગી લગન બન્યો છગન મગન
એક પ્યારા કનૈયાલાલથી હાંરે-મારૂં૦

૨૮

નંદાજીના લાલારે અવસરીયે વ્હેલા આવજો (૨)
અવસરીયે વ્હેલા આવજો અવસરીયે વ્હેલા આવજો-નંદાજી
પંચાળી માટે પ્રભુ પ્રેમે પધાર્યા પ્રેમે પધાર્યા
છબીલા છોગાળારે અવસરીયે વ્હેલા આવજો-નંદાજી
નરસી મહેતાને વ્હાલા હાર તમે આપ્યો હારતમે આપ્યો
મોહન મોરલીવાળારે અવસરીએ વ્હેલા આવજો-નંદાજી
ભક્ત વત્સલ ભગવાન ભોળાનાથના
ભગવાન ભોળાનાથના
રંગીલા રૂપાળારે અવસરીયે વ્હેલા આવજો-નંદાજી

૨૯

કાને બંસી બજાવી ચીતડું લોભાવી મારી કટારી પ્રેમની
હાંરે વ્હાલા નેહ ભર્યા નંદના કુમાર છો (૨)
હાંરે સહુ ગોપીઓના પ્રાણ આધાર છો (૨)
હાંરે શાને મુકો વીસારી મીઠા મોરારી–મારી કટારી

હાંરે સાને છોડી દીધો છો છોગાળા (૨)
હાંરે બન્યા નીર્દય નંદના લાલા (૨)
હાંરે કીધા ઘેલા તમામને ભુલાવી ભાનને–મારી કટારી

હાંરે હવે સુજે ના ઘરના કામતો (૨)
હાંરે નથી આત્માને કંયાંઈ આરામતો (૨)
હાંરે નથી નથી કહેવાતું મનડું મુજાતું–મારી કટારી

હાંરે સુણો વીઠલ વીનતી હમારી (૨)
હાંરે કાના કકળે છે વૃજની નારી (૨)
હાંરે લાગી ગોપી લગન એમ કહેતો છગન–મારી કટારી

## ૩૦

પીવો હરિરસ નીસદીન પીવો
ભકતો હરિરસ નીસદીન પીવો

એની લહેજત વીરલા વીણુશું (૨)
જાણે પામર જીવો ભાઇ........પીવો૦

પીવે ઉમંગે બ્રહ્મા વિષ્ણુ (૨)
પીવે શંકર ભોળો ભાઈ......પીવો

ઈંદ્ર સભામાં સોમતણીતો (૨)
નીસદીન ઉડે છોળો ભાઇ.......પીવો૦

હું તુંના સૌ ભેદ ભુલાવે (૨)
એવો દૈવી દીવો ભાઈ......પીવો૦

એકજ અહીંતો ઘુટડા ભરી ભરી (૨)
મસ્ત બની સૌ પીવો ભાઇ........પીવો૦

## ૩૧

અમરગઢ જાજો કોઇ એક સંત મેળો માલીકનો-ટેક
મલીયો મોંઘો મનુષ્ય તન પંથ મેળો માલીકનો-અમર

કે કાંઈ નવ ચુકખાશો કે વચમાં ખટવાશો
કે ધીરજથી ધાસો કે સીધા સટ જાશો
પંથે મળશે પંથી અનંત મેળો માલીકનો-અમર

કે રસ્તે ખટખટ છે કે આંટી અટપટ છે
કે ષડરિપુ નટખટ છે કે વેળા લટપટ છે
લુંટાયા જ્યાં કંઇ સંત મહુંત મેળો માલીકનો અમર

કે ગઢ મહા ગવર છે પવન પર અધર છે
કે વચમાં સરોવર છે કે લીલા સુંદર છે
કમલપર બેઠા કમળાકંથ મેળો માલીકનો-અમર

કે દરશન અદભૂત છે કે સેવા અચ્યુત છે
કે પુજન અવધુત છે એ વીણુ સૌ તુત છે
અમીધર અવીરલ નાવે અંત મેળો માલીકનો-અમર

૩૨

આજે એકાદશી તનમન પાવન કરનારૂં વ્રત એકાદશી

આજે હરિજન હઇએ હોંસધરી
કરો ભજન પ્રભુનું ભાવધરી
અંતરથી ઉપાધી અળગી કરી—આજે એકાદશી

આજે હરિજનને હરિમય થાવું,
આજે અન્ય સ્થળે નવ અથડાવું
હરિરસ અમૃત પીવું પાવું—આજે એકાદશી

ઉત્તમ વ્રત છે શુભ એકાદશી,
તે હરિજન ભકતને હૃદયે વસી,
આજે કિર્તન કરવું કમર કસી-આજે એકાદશી

આજે વિનય વિવેક વૈરાગ ધરી,
ખોટી ખટપટને દુર કરી
આજે રામ નામ લેવા હૃદયે ભરી—આજે એકાદશી

આ એકાદશી તારણ તરણી છે,
આ એકાદશી ભવ ભય હરણી છે
એ તો સ્વર્ગે જવાની નીસરણી છે—આજે એકાદશી

૩૩

કનૈયાલાલને બોલાવ ત્હારા દેહ દેવળમાં,
જગતના નાથને બોલાવ ત્હારા દેહ દેવળમાં
પ્રભુ પ્રેમ ભક્તિની પાળે વળી દયા ધર્મની ડાળે (૨)
હરિના હીંચકાં બંધાવ, ત્હારા દેહ દેવળમાં—કનૈયા
પ્રભુજીનું સુમરણ પ્યારૂં, ટળે અંતરનું અંધારૂં
લે જે લાખ ટકાનો લ્હાવ, ત્હારા દેહ દેવળમાં—કનૈયા
અર્જુનની આપદ કાપી, અતી નિર્ભય પદવી આપી
નટવર ભવજલ કેરૂ નાવ, ત્હારા દેહ દેવળમાં—કનૈયા
હરિ બંસી મીઠી બજાવે, વૃંદાવન રાસ રચાવે,
દીલડું ધ્યાન ધરી ડોલાવ ત્હારા દેહ દેવળમાં—કનૈયા

ગુરૂજ્ઞાન વીના નવ આવે ભોળાનાથતણા મનભાવે,
ભવની ભ્રમણાઓ ભુલાવ, ત્હારા દેહ દેવળમાં—કનૈયા

૩૪

નહી ભુલું હો નંદજીના લાલરે નામ ત્હારૂં નહી ભુલું
નહી ભુલું હો ગોપાલ લાલરે નામ ત્હારૂં નહી ભુલું

સાખી

નામ ભણ્યો તે સહુ ભણ્યો સકલ શાસ્ત્રનો ભેદ
અડધે નામે ગુણુકા તરી કહોને કયારે ભણી હતી
વેદરે—નામ૦

સાખી

પુત્ર નામ ઉચ્ચારથી અજામેલ ભવપાર
કળિયુગમાં પ્રભુ નામ છે એક અધમ ઓધારણુ
હારરે—નામ ત્હારૂં૦

સાખી

નામ બરાબર વીશ્વમાં કોઇ નથી સુખકાર
નામવડે પત્થર તર્યા જેનો શાસ્ત્ર પાડે છે
પોકારરે—નામ ત્હારૂં૦

સાખી

કોળી કીરાતની જાતમાં વાલ્મીકજીની વાત
ઉલટું નામ જપ્યા થકી મળ્યા અનંત બ્રહ્માંડકેરા
નાથરે—નામ ત્હારૂં૦

સાખી

ભગવાન ભોળાનાથના નામ વડે વશ થાય
કેવળ કેશવ નામ છે ભવસાગર તરવાનો
ઉપાયરે—નામ ત્હારૂં૦

૩૫

અવીનાશી આવ્યા આજ આંગણે
કરવા જગતના કલ્યાણુરે અમૃત સિંધુ ઉલટયો
રેલ રંગની રેલાયરે અવિનાશી

નિર્ભય નોબત વાગી છે મળ્યા મોહનરાયરે
દુઃખ ગયાં બહુ દીનનાં સુખ મુખે ન કહેવાયરે–અવિનાશી

શ્વામી જે અક્ષર ધામના આવ્યા ધરણીપર આજરે
કાપ્યા સકળ પાપ તાપને, સર્યાં ભકતોના કાજરે–અવિનાશી

કળસ ચઢાવ્યાં કલ્યાણના આપ્યા મુકિતના દાનરે
સૌના ઉપર કૃપા કરી, દીનબંધું ભગવાનરે–અવિનાશી

દુર્બળના દુઃખ કાપીયા નવજોઈ નાત જાતરે
રંકથી સ્નેહ કરી રહ્યાં મેલી મુકતોના સાથરે–અવિનાશી

ધન્ય ધન્ય આ અવતારને મળ્યાં પૂરણ બ્રહ્મરે
પરમ આનંદ થયો જીવને ટળ્યાં ભારે ભવફંદરે–અવિનાશી

જયજયકાર થયો જગતમાં કસર રહી નહી કાંયરે
નિષ્કુલાનંદ જાય વારણે વારે વારે ગુણ ગાયરે–અવિનાશી

૩૬

રાધેશ્યામ રાધેશ્યામ રાધેશ્યામ રાધેશ્યામ
રાધેશ્યામ રાધેશ્યામ રાધેશ્યામ રાધેશ્યામ

સાખી

આખું જગત માળા જપે, જે પુન્યવંતા નામની,
જેની પાછળ ઘેલી થઈ છે, ગોપી ગોકુળ ગામની–રાધેશ્યામ

સાખી

મુરતી મનોહર નાથની ભૂલાય ના ઘનશ્યામની
બસ ધુન લાગી છે હ્રદયમાં. એક રાધેશ્યામની–રાધેશ્યામ

સાખી

યમુના તીરે શ્રીકૃષ્ણ કેરી, બંસરી બાજી રહી
એ બંસરીના નાદમાં સૌ ગોપીયો જાગી ગઇ–રાધેશ્યામ

૩૭

તમને જાણે છે સંસાર કામણ ગારારે
વશ કીધી વૃજની નાર મોરલી વાલારે
શીખ્યા ધુત પણાનાં કામ કામણ ગારારે
'વ્હાલા ધુત્યું ગોકુળ ગામ મોરલી વાલારે

કોઇના વેણુ ધરો ના કાન  કામણ ગારારે
અમને સીદ કરો હેરાન  મોરલી વાલારે
શાને રોકો છો વનમાંય  કામણ ગારારે
જાવા દોને જાદવરાય  મોરલી વાલારે
અમ પર શીદ કરો છો રીસ  કામણ ગારારે
વહાલા બ્રહ્માનંદના ઇશ  મોરલી વાલારે

૩૮

શામળીયાની સંગ જઇશું શામળીયાની સંગ
અમને ન વારો અમે નવ માનીએ
લાગ્યો છે એનો રંગ—જઇશું૦
એ વિણુ અમથી ઘડી ન રહેવાયે,
એથી બંધાણાં અંગ—જઇશું૦
શામળીઆની સંગે અમને,
હૈડે વાધે ઉમંગ—જઇશું૦

બ્રહ્માનંદના પ્રભુ સંગ જાતાં,
વચમાં ન પાડશો ભંગ—જઈશું૦

૩૯

સ્યામસુંદીર ચીતડાનો ચોર કાનજી છે કાળજાની કોર
મધુરી મધુરી કાનો મોરલી વગાડે (૨)
તાન એનું છે કાંઈ ઓર કાનજી છે કાળજાની કોર–શ્યામ.

મોર મુગટ કાને કુંડલ શું શોભતા (૨)
નાગર નંદનો કીશોર કાનજી છે કાળજાની કોર–શ્યામ.

ભુતીયો મહેલ પ્રભુ મંદીર બનાવ્યું (૨)
રાસ રમે શ્રી રણછોડ કાનજી છે કાળજાની કોર–શ્યામ.

ભોળી ભરવાડણોની ભક્તિને વશ થઇ (૨)
થયા પ્રભુ નવનીતના ચોર કાનજી છે કાળજાની કોર–શ્યામ.

મણીશંકર કહે ભકતો મન ભાવતા (૨)
જય જય શ્રી જુગલકીશોર કાનજી છે કાળજાની કોર–શ્યામ.

૪૦

દીલ્દારી દીલ્દારી દીલ્દારીરે, હરી તારે ને મારે ખરી દીલ્દારી
ગૌવા પાવાને હું આવુ જુમનાજી (૨)
બંસી બજાવે તું મતવાલી હરી તારે ને મારે ખરી
દીલ્દારી–દીલ્દારી

રોમે રોમે તું ભર્યો છે સલુણા (૨)
તારી તો છે બસ બલીહારી હરી તારે ને મારે ખરી દીલ્દારી
–દીલ્દારી

જેને જે પાલવે તે સુખેથી ભાખજો (૨)
હૈયામાં સાચો એ સહચારી હરી તારે ને મારે ખરી
દીલ્દારી–દીલ્દારી

મ્હારે ને એને બીજું તે શું હોય બાઇ (૨)
ગાવડી ચરાવે એ ગીરધારી હરી તારે ને મારે ખરી
દીલ્દારી–દીલ્દારી

આપણે તો સાગર ગાજો બજાવજો (૨)
તુંહી તુંહી પ્રેમ એક ૐકારી હરી તારે ને મારે ખરી
દીલ્દારી-દીલ્દારી

## ૪૧

વીઠલ વીઠલ ગાવેને ધુન મચાવે (૨)
વીઠલ વીનાનું બીજું નજરે ન આવે—વીઠલ
પીતા પાંડુરંગ અને માતા મારી રૂક્ષ્મણી (૨)
જ્ઞાન દેવ તુકારામ સંતોના મુગટ મણી (૨)
એજ ભજે ભાવે ને સૌને ભજાવે—વીઠલ

## ૪૨

ગુરૂરાજ તારી બેલડીએ
અમે વળગ્યાં વજની આંકડીએ—ગુરૂરાજ
તમારી આપેલી કડવી લીંબોળી ખઇસું (૨)
હાંરે નહી મોહીયે કોઇની કોકડીયે—ગુરૂરાજ

બીજાના આપેલા પકવાન તજીને (૨)
હાંરે રાજી રહીસું ગુરૂજી તારી રાબડીએ—ગુરૂરાજ
બીજાના આવેલા વૈમાન તજીને (૨)
હાંરે અમે તરસું ગુરૂજી તારી નાવડીએ—ગુરૂરાજ
રંગ મહેલનાં ભોગ તજીને (૨)
હાંરે યોગ સાધીસું ગુરૂજી તારી ઝુંપડીએ—ગુરૂરાજ
બીજાના બતાવેલા માર્ગ તજીસું (૨)
હાંરે પુજન કરસું ગુરૂજી તારી પાવડીએ—ગુરૂરાજ
કસોટી કસવી હોય તો કસજો (૨)
હાંરે ગુરૂ તલજો તેલની તાવડીએ—ગુરૂરાજ
મોહ નીંદ્રાના તીમીર હરીને (૨)
હાંરે જ્ઞાન અંજન લગાવ્યા ગુરૂ આંખડીએ—ગુરૂરાજ
અમીધર સંતોના સંગ કરીને (૨)
નીજ સ્વરૂપ દીધા ભકિત માવડીએ—ગુરૂરાજ

## ૪૩

એક ભક્તિ વીના મારા નાથરે બીજું મને આપશોમાં
હું તો એજ માગું જોડી હાથરે બીજું મને આપશોમાં
આપો સંતજનોનો સંગરે બીજું મને આપશોમાં
મારા જીવનમાં એજ ઉમંગરે બીજું મને આપશોમાં
મારા ઉરમાં કરોને નીવાસરે બીજું મને આપશોમાં
મને રાખોને રસીયા પાસરે બીજું મને આપશોમાં
સુણો અરજી દયાળુ દેવરે બીજું મને આપશોમાં
માત્ર ચરણ કમળની સેવરે બીજું મને આપશોમાં
હરિ રાખોને મુજ પર હેતરે બીજું મને આપશોમાં
તમે અવીચળ સુખના નિકેતરે બીજું મને આપશોમાં
કરો ઈતર વાસના દૂરરે બીજું મને આપશોમાં
રાખો પ્રેમાનંદને હજુરરે બીજું મને આપશોમાં

૪૪

છે માત્ર ભરોસો તારોરે—બીજું કોઈ નથી
તું સાચો સંગી મારોરે—બીજું કોઈ નથી
સહુ સાથ મળ્યો ધુતારોરે—બીજું કોઈ નથી
આ તન પણ માત્ર ઉતારોરે—બીજું કોઇ નથી
ખુદ તો હું અતી નઠારોરે—બીજું કોઇ નથી
પણ પકડયો પલ્લો તારોરે—બીજું કોઈ નથી
તુજ વીણ કો કરે સુધારોરે—બીજું કોઈ નથી
તું એકજ હિત ધરનારોરે—બીજું કોઈ નથી
અનુ તો છે બન્યો બીચારોરે—બીજું કોઈ નથી
ધરી કૃપા હરિ કર પ્યારોરે—બીજું કોઇ નથી

૪૫

હવે મારે સગપણ નટવર સંગ
હવે હું તો રીઝુ ન બીજે રંગ....હવે૦

મન મારૂં આ જગથી ખટકયું
આવી શ્યામ સુંદરમાં અટકયું
સૌનો તજ્યો પ્રસંગ....હવે હું તો૦

નીરખ્યાં મેં તો નટવર નાગર,
આંગણે ઉલટયો સુખનો સાગર
પામી પરમાનંદ...........હવે હું તો૦

જુઠા જગનો ડર નવ આણું,
ચીતડું પ્રિતમમાં પ્રોવાણું
છુટયાં સૌ ભવ ફંદ....હવે હું તો૦

બ્રહ્માનંદ કહે વરી વનમાળી,
રાત દીવસ મારે હરિસંગ તાળી
વ્હાલો મળ્યાં વૃજચંદ્ર....હવે હું તો૦

૪૬

દશાંશ હરિનો ભાગ ન ખર્ચે શીધો રહીને
સહસ્ત્ર ઘણું હરિ લે અચાનક અગ્નિ થઇને

કાંતો મુકે રોગ વૈદ થઇ વિઠલ આવે
ધરી તસ્કરનું રૂપ કાંતો સઘળું લઇ જાયે
સાહ થઇને નાણું ઘાલસે સંગ્રેલું ધુતવા મંડશે
કહે વલ્લભ છોડશે નહી કદી રાજા થઇને દંડશે
કાં થાસે એવો પુત તુત જે ઝાઝા કરશે
કરપી બાપનું ધન ગુણકાના ઘરમાં ભરશે
કાંતો કરી વેપાર ખોટ કરી નાણું ખોસે
મરશે મોંઘી નાર મોહું વાળીને રોસે
કાં છેડેથી છુટી પડે કાં વ્યસન થકી લે લાગનું
કહે વલ્લભ મુકસે નહી હરિ લેસે પોતાના ભાગનું

૪૭

એક સ્નેહ તેની સાથે બાંદયો
હવે બીજા કોઇથી સ્નેહ નહી,
સાવ અંધ બન્યા તેની પુઠે
કસું બાકી રહ્યું નથી જોવું કંઇ—એક

અમે દીલ આપી ચુકયા દેહસહુ
ભલે દીવાના કહો કે ડાહ્યા,
અમે મેલા ઘેલા બગડેલા
બસ એજ રંગમાં રંગાયા—એક

છીએ જેવા તેવા પણ પ્રભુના સ્હાયે
માન્ય કરો કે ન માન્ય કરો,
એ પાના પડી ચુકયા ન ફરે,
ભલે તુચ્છકારી અપમાન કરો—એક

નથી પરવા અમને તેની કંઇ
તમે પરવા અમારી રાખશોના
અમે ગણતા નથી કોઇને જરીએ
તમે પણ અમને ગણકારશોના—એક

તમે ન્યારા અમે તમથી ન્યારા
તમે સારા અમે નઠારા છીએ

તમે જગને જઇ જઇને વળગો
અમે જગથી દુર પ્રભુ પાસ રહીએ—એક

તમે જગને ભજો જગપતી તજીને
અમે જગ તજી જગપતીને ભજીએ
જનમ્યાં પ્રભુમાં જીવીએ પ્રભુમાં
દીવ્ય પ્રભુમય થઇ જીવન સજીએ—એક

વીચરીએ ને તરીએ પ્રભુમાં
ભરી પ્રેમ ગંગોદક અંગ વીષે
વસીએ પ્રભુમાં અને પ્રભુ અમમાં
પ્રભુવીણ હવે બીજુ ન દીસે—એક

કરો માફ અમારા અપરાધો
થયા હોય તમોને લાગતાં કંઈ
અમે શરણું હવે અન્ય કોઇનું
જાદવ યાચતા નથી પ્રભુવીણુ જગમહી—એક

૪૮

શ્રી વલ્લભ મહા પ્રભુજી તુમકો લાખો પ્રણામ (૨)
દૈવી જીવ ઉદ્ધારક તુમકો લાખો પ્રણામ–શ્રીવલ્લભ

અનાચારકા અંગની બરસતા (૨)
શુષ્ક વેદાંતી જોર ચલાથા (૨)
પુષ્ટી માર્ગ પ્રચેતા, તુમકો લાખો પ્રણામ-શ્રીવલ્લભ

ધન્ય સાલ એ વીર વીક્રમની (૨)
ધન્ય તીથીએ ચૈતર વદની (૨)
શુદ્ધાદ્વૈત ઉપદેશક તુમકો લાખો પ્રણામ–શ્રીવલ્લભ

બંગાલામે કૃષ્ણ ચૈતન્યથે (૨)
રજપુતાનામે મીરાંબાઈથી (૨)
દક્ષીણમેં તીન દેવકી ત્રીપુટી (૨)
ચંપારણમેં પ્રગટે તુમકો લાખો પ્રણામ–શ્રીવલ્લભ

નવનીત

## ૪૯

કોઇ તો મને બતાવો, સુખનો કીનારો કયાં છે !
સુતુ જીવન જગાવે, એવા પ્રકાર કયાં છે–કોઈ

સ્વર કયાં ઉઠે મધુરા, રગ રગ ભરે એ મસ્તિ (૨)
અંતરને તર કરે એ, મીઠી સીતાર કયાં છે–કોઇ

જાણ્યું છતાં અજાણ્યું, રાગી છતાં એ ત્યાગી (૨)
જેની લગન છે લાગી, એ તારનાર કયાં છે–કોઇ

જ્યાં જ્યાં નજર હું નાખું, ત્યાં ત્યાં બધેય તું છે (૨)
તારો બન્યો દીવાનો, હું માંય નાથ તું છે–કોઈ

સાગરમાં લ્હેર તું છે, તું તેજમાં પ્રકાશે (૨)
સત્તા બધે છે તારી, જીવનનો સાથી તું છે–કોઈ

જીવન અગર મરણમાં, માગું તમારી છાયા (૨)
ભુલતો કદી મને ના, મારી ખુમારી તું છે–કોઈ

દીનદાસ કહે કરજોડી, રાખો ચરણમાં જોડી (૨)
ભક્તોની સેવા માંહી, નીભાવનાર તું છે–કોઇ

૫૦

મીઠી લાગે તે મને કૃષ્ણ તારી બંસરી (૨)
બંસરીના નાદે રમું રાસરે (૨)
રંગીલી રસીલી બંસરી—મીઠી૦

ભૂલાવે ઘરકામ, ભૂલાવે શાનભાન (૨)
છોડાવે સાહેલી સાથરે—રંગીલી૦

શરદપૂનમની રઢીયાળી રાતે (૨)
રાસની ઝમક ચોપાસરે—રંગીલી૦

ભરરે નીંદરમાં ઝબકી જગાડતી (૨)
વ્યાકુળ બનાવે દીનરાતરે—રંગીલી૦

વાગે તારી વાંસલડી જુમનાને કાંઠડે (૨)
ગાજે છે કાલીંદ્રી ઘાટરે—રંગીલી૦

ગોકુળમાં ગાજતી વૃંદ્રાવન વાગતી (૨)
વાગે મધુવનમાં ખાસરે—રંગીલી૦

આવો શ્યામ આવોને રાસ રચાવો (૨)

બંસરી બજાવો મારી પાસરે—રંગીલી૦

૫૧

દેવદયાળુ દાનો, એવો અમારો કાનો (૨)

ગોરસ ખાધાં, મહી લુંટયા, દાણદધીના લીધા (૨)

દધીની સાથે દીલ પણ લુંટી (૨)

પોતાના કરી લીધા—એવો

રાસ રમાડી રસરેલાવ્યો, પ્રેમનો પ્યાલો પાયો (૨)

વસ્ત્રો લીધાં નાચનચાવી (૨)

એવો લાડકવાયો—એવો

ગોવરધન અંગુલી એ ધારી, ઈંદ્રનો

ગર્વ ઉતાર્યો (૨)

રાક્ષસકુળ સારા સંહારી (૨)

કંસાસુરને માર્યો—એવો

માતાપીતાના બંધન છોડી,

વડવાને ગાદી આપી (૨)
બધુ ભણેલો ભણવા ચાલ્યો (૨)
એવો મહા પ્રતાપી—એવો

દીનદાસ એ શ્યામચરણમાં
ચિત સદાયે રાખી (૨)
પ્રેમભકિતનો સુધારસએ (૨)
તું તો લેને ચાખી—એવો

૫૨

એ આપો એ આપો રણછોડરાય એ આપોરે
ભકતોની ભીડમાં સ્થાપો રણછોડરાય

સદા હરીનું સમરણ કરતાં (૨)
બળે બધા પૂર્વના પાપો રણછોડરાય

માયાની જાળમાં જગત વીટાયું (૨)
કૃપા કરીને કાપો રણછોડરાય

સદા હરિ સમરણુ ને ગુરૂ સેવા (૨)
આનંદના નહી માપો રણુછોડરાય

રસના રસમા રસબસ થઇને (૨)
જપે તમારા જાપો રણુછોડરાય

રામના નામની એવી શીતલતા (૨)
ટળે જેથી ત્રીવીધીના તાપો રણુછોડરાય

દાસનો દાસ કહે ગુરૂ પ્રતાપે (૨)
દાસનો દાસ કરી સ્થાપો રણુછોડરાય

## ૫૩

હાંરે દેખો સખી ડોલરીઓ કાલંદરીના કાંઠે ઉભોરે
પ્રાણુજીવન રૂડુ પ્હેર્યું પીતાંબર (૨)
હાંરે મોર મુગટ મનોહર ધરીયો—કાલંદરી

વાંસળી વગાડે ને મોહ પમાડે (૨)
હાંરે જુઓ ચાળો જાદુડાનો ભરિયો—કાલંદરી

ભીનેવાને પણ ભલો સોભે છે (૨)
હાંરે પેલો ગુંજાનો હાર કોણે ધરીયો–કાલંદરી
વઢકારી નારીઓ કહેછે વઢકારો (૨)
હાંરે મ્હને લાગે છે ડહાપણુનો દરીયો–કાલંદરી
માંકડા લઇને કાલ માખણુ માગવા (૨)
હાંરે મારા ફળિયામાં ઘેર ઘેર ફરીયો–કાલંદરી
કૈકવાર આંગણે નચાવું નાનકડો (૨)
હાંરે પેલો કાન કુંવર કેસરીયો–કાલંદરી
રંગીલો નાથ ઋષિરાજનો રૂપાળો (૨)
હાંરે એતો આપણે કાજે અવતરીયો–કાલંદરી

૫૪

મારીરે કટારી સંતો પ્રેમની,
લાગી કલેજાની માંયજી
અંગોઅંગ માંહે વેદના,
નિશદીન ખટકે તન માંહેજી–મારીરે.

સદ્ગુરૂ સાચારે શરતાંથી,
તાંકી માર્યાં જેણે બાણજી (૨)
ઘાયેલ કીધા તનમન જ્ઞાન શું (૨)
એ સુખ જાણશે કોઇ જાણજી–મારીરે.
પ્રેહ અગ્નિરે જેના અંગમાં,
તાપ્યા તેનારે તનજી (૨)
સુખ ના ગમેરે આ સંસારનું (૨)
સદ્ગુરૂ સાથે બાંધ્યા મનજી–મારીરે.
પ્રીત છેરે જેને પ્રાણથી,
ગુરૂ વિના ઘડી ન રહેવાયજી (૨)
જળની વિછુટી જેમ માછલી (૨)
તલખી તલખી મરી જાયજી–મારીરે.
પ્રીત જોજોરે બપૈયાતણી,
જેની ન ટળે ટેકજી (૨)
પૃથ્વિ પડયારે જલને નહિ નમે (૨)
અધર બુંદ પીએ એકજી–મારીરે.

પ્રીત હશેરે જેને પૂર્વની,
મળશે ગુરૂ તેને જ્ઞાનીજી (૨)
મગ્નિદાસ કહે સદ્દગુરૂ સંતને (૨)
વારંવાર કુરબાનજી-મારીરે.

૫૫

તારીને મારી પ્રીતજામી ન્યારી કોઇ જાણે જાણકારી (૨)
એ જોઇ જોઈ મલકાતા સામા સામીરે (૨) તારી

મારૂં એ તારૂં વ્હાલા, તારૂં એ મારૂં રે (૨)
લેવા દેવામાં કંઈ નહિ ખામીરે (૨) તારી

તુજને હું આપું અને તુજથી ન પામું તોયે (૨)
પ્રીતલડી જામી એ તો જામીરે (૨) તારી

આંખથી આંખ મળતાં પાપના પુંજ બળતા (૨)
દૈવી રસ લુંટતાં થઈ નીષ્કામીરે (૨) તારી

સીંધુ તુજ સ્થિતિ છે મોટી સરીતા હું સરતી સરતી (૨)
થઇ રહી તુજમાં તદ્રુપતા પામી રે (૨) ત.રી

## ધુન

જય મીરાં કે ગીરધર નાગર
જય તુલસી કે સીતારામ
જય નરસી કે સાંવરીયાં
જય સુરદાસ કે રાધે શ્યામ

**આજ મોટા લાભ ઝાલા પંઢરીનાથ ભેટીલા**

